# સૂરઃ ઈબ્રાહીમ

**નામકરણઃ-**

આયત ઉપના કથન وَاِذْقَالَ اِبْرٰهِيْمُ رَبِّ اجْعَلْ هٰذَا الْبَلَدَ اٰمِنًا ઉપરથી સૂરઃ નું નામ રાખવામાં આવ્યું છે. આ નામનો અર્થ આ નથી કે આ સૂરઃ માં હઝરત ઈબ્રાહીમ અ.સ.ની જીવનગાથા વર્ણવવામાં આવી છે પરંતુ આ પણ ઘણી સૂરઃઓના નામોની જેમ પ્રતીક રૂપે છે. એટલે કે એ સૂરઃ જેમાં ઈબ્રાહીમ અ.સ.નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**ઊતરાણકાળ**

સામાન્ય વર્ણનશૈલી મક્કાની અંતિમકાળની સૂરઃઓ જેવી છે. સૂરઃ રઅ્દના નજીકના સમયની જ ઊતરેલી જણાય છે. ખાસ કરીને ૧૩મી આયતના શબ્દો وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لِرُسُلِهِمْ لَنُخْرِجَنَّكُمْ مِّنْ اَرْضِنَآ اَوْ لَتَعُوْدُنَّ فِيْ مِلَّتِنَا ط (ઈનકાર કરનારાઓએ તેમના રસૂલોને કહ્યું કે કાં તો તમારે અમારી કોમમાં પાછા આવવું પડશે નહીં તો અમે તમને દેશવટો આપીશું)નો સ્પષ્ટ સંકેત આ તરફ છે કે એ વખતે મક્કામાં મુસલમાનો ઉપર જોરજુલમ છેલ્લી કક્ષાએ પહોંચી ગયો હતો અને મક્કાના લોકો અગાઉની કોમોની જેમ તેમને ત્યાં વસતા ઈમાનવાળાઓને દેશવટો આપવા ઉપર આવી ગયા હતાં. એટલા જ માટે તેમને એ ધમકી સંભળાવવામાં આવી જે તેમના આવા વલણ ઉપર ચાલનારી અગાઉની કોમોને આપવામાં આવી હતી કે لَنُهْلِكَنَّ الظّٰلِمِيْنَ (અમે જાલિમોને નષ્ટ કરીને રહીશું) અને ઈમાનવાળાઓને એ જ સાંત્વના આપવામાં આવ્યું જે તેમના પુરોગામીઓને આપવામાં આવતું હતી કે
لَنُسْكِنَنَّكُمُ الْاَرْضَ مِنْۢ بَعْدِهِمْ (અમે આ જુલમીઓને નષ્ટ કરીને તમને જ આ ભૂમિમાં આબાદ કરીશું).

આવી જ રીતે છેલ્લા રુકૂઅના શબ્દોની શૈલી પણ આ જ દર્શાવે છે કે આ સૂરઃ મક્કાના અંતિમકાળ સાથે સંબંધ ધરાવે છે.

**મુખ્ય વિષય અને હેતુઃ-**

જે લોકો નબી સ.અ.વ.ની પયગમ્બરીને માનવાનો ઈનકાર કરી રહ્યા હતાં અને આપના સંદેશને નિષ્ફળ બનાવવા માટે દરેક પ્રકારની ગંદામાં ગંદી ચાલો ચાલી રહ્યા હતાં તેમને સમજાવવા અને ચેતવવાનો હેતુ છે પરંતુ સમજાવટની સરખામણીમાં આ સૂરઃમાં ચેતવણી અને ઠપકાની શૈલી વધુ ધારદાર છે. આનું કારણ આ છે કે સમજાવવાની ફરજ આ પહેલાંની સૂરઃ માં સારી રીતે અદા કરી દેવામાં આવી હતી અને છતાં મક્કાના કુરૈશી કાફિરોનો હઠાગ્રહ, દુશ્મનાવટ, અવરોધ, ફિત્નાખોરી તથા જોરજુલમમાં દિવસે દિવસે વધારો થતો જતો હતો.



| رُكُوعَاتُهَا ٧ | سُوْرَةُ اِبْرٰهِيْمَ مَكِّيَّةٌ | اٰيَاتُهَا ٥٢ |
|---|---|---|
| રુકૂઅ : ૭ | સૂરઃ ઇબ્રાહીમ મક્કી | આયત : ૫૨ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓرٰ ۚ كِتٰبٌ اَنْزَلْنٰهُ اِلَيْكَ لِتُخْرِجَ النَّاسَ مِنَ الظُّلُمٰتِ
اِلَى النُّوْرِ ۙ۬ بِاِذْنِ رَبِّهِمْ اِلٰى صِرَاطِ الْعَزِيْزِ الْحَمِيْدِ ۙ﴿١﴾
اللّٰهِ الَّذِيْ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ

**અલિફ. લામ. રા. હે મુહમ્મદ, આ એક ગ્રંથ છે જેને અમે તમારી ઉપર ઊતાર્યો છે જેથી તમે લોકોને અંધારામાંથી કાઢીને પ્રકાશમાં લાવો, તેમના માલિકની મહેરબાનીથી, એ ખુદાના માર્ગે[1] જે જોરાવર અને પોતાની જાતે જ પોતે પ્રશંસાવાળો છે[2] અને આકાશો અને ધરતીની તમામ વસ્તુઓનો માલિક છે.**

(૧) એટલે કે અંધારામાંથી કાઢીને પ્રકાશમાં લાવવાનો અર્થ શેતાની માર્ગોથી હટાવીને ખુદાના માર્ગ ઉપર લાવવાનો છે. બીજા શબ્દોમાં એ દરેક માણસ કે જે ખુદાના માર્ગ ઉપર નથી તે હકીકતમાં અજ્ઞાનના અંધારામાં ભટકી રહ્યો છે, ભલે પછી તે પોતાની જાતને ગમે તેટલો બુદ્ધિમાન માનતો હોય અને પોતાના મનથી ગમે તેટલો જ્ઞાનપ્રકાશથી ઉજ્જવલિત માનતો હોય. આની વિરૂદ્ધ જેણે ખુદાનો માર્ગ પામી લીધો તે જ્ઞાનના પ્રકાશમાં આવી ગયો, ભલે પછી તે એક અભણ ગામઠી માણસ જ કેમ ન હોય.

બીજું જે કહેવામાં આવ્યું કે તમે આમને તમારા માલિકના હુકમ અથવા તેની મહેરબાનીઓ વડે ખુદાના માર્ગે લાવો, ત્યારે આમાં વાસ્તવમાં આ હકીકત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે કોઈ પ્રચારક, પછી તે નબી જ કેમ ન હોય, સીધો રસ્તો રજૂ કરવા કરતાં વધારે કંઈ કરી શકતો નથી. કોઈને એ રસ્તા ઉપર લઈ આવવો તેની શકિતની વાત નથી. આનો આધાર સંપૂર્ણપણે અલ્લાહની પૂરી પાડેલી મહેરબાની અને તેના હુકમ ઉપર છે. અલ્લાહ કોઈને મહેરબાનીથી અનુકૂળતાઓ પૂરી પાડે તો તે માર્ગદર્શન મેળવી શકે છે, નહીં તો પયગમ્બર જેવો પૂર્ણ કક્ષાનો પ્રચારક પોતાની પૂરી શકિત લગાવીને પણ તેને માર્ગદર્શન આપી શકતો નથી. રહી વાત અલ્લાહ તરફથી અનુકૂળતાઓ પૂરી પાડવાની, તો તેનો કાનૂન તદ્દન ભિન્ન છે જેને કુર્આનમાં જુદી જુદી જગ્યાએ સ્પષ્ટતાપૂર્વક વર્ણવી દેવામાં આવ્યો છે. આના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે ખુદા તરફથી માર્ગદર્શનની અનુકૂળતાઓ તેને જ મળે છે જે પોતે માર્ગદર્શન ઈચ્છતો હોય, હઠાગ્રહ અને જિદ તથા પૂર્વગ્રહથી મુકત હોય, પોતાના મનનો દાસ અને ઈચ્છાઓનો ગુલામ ન હોય, આંખો ખુલ્લી રાખીને જુએ, કાન ઉઘાડાં રાખીને

وَ وَيۡلٌ لِّلۡكٰفِرِيۡنَ مِنۡ عَذَابٍ شَدِيۡدِۙ ۝٢ اۨلَّذِيۡنَ يَسۡتَحِبُّوۡنَ
الۡحَيٰوةَ الدُّنۡيَا عَلَى الۡاٰخِرَةِ وَ يَصُدُّوۡنَ عَنۡ سَبِيۡلِ اللّٰهِ
وَ يَبۡغُوۡنَهَا عِوَجًا ؕ اُولٰٓـئِكَ فِىۡ ضَلٰلٍۢ بَعِيۡدٍ ۝٣ وَمَاۤ اَرۡسَلۡنَا
مِنۡ رَّسُوۡلٍ اِلَّا بِلِسَانِ قَوۡمِهٖ لِيُبَيِّنَ لَهُمۡ ؕ فَيُضِلُّ اللّٰهُ

---

**અને ભારે વિનાશકારી સજા છે સત્યનો ઇનકાર કરનારાઓ માટે જે દુનિયાના જીવનને આખિરત ઉપર પસંદગી આપે છે,[૩] જે અલ્લાહના માર્ગથી લોકોને રોકી રહ્યાં છે અને ઇચ્છે છે કે આ માર્ગ (તેમની ઇચ્છાઓ અનુસાર) વાંકો થઈ જાય.[૪] આ લોકો ગુમરાહીમાં બહુ દૂર નીકળી ગયાં છે.**

**અમે અમારો સંદેશ આપવા માટે જ્યારે પણ કોઈ પયગમ્બર મોકલ્યો છે, તેણે તેની કોમની ભાષામાં જ સંદેશ આપ્યો છે કે જેથી તે તેમને સારી રીતે સ્પષ્ટતાપૂર્વક વાત સમજાવે.[૫] પછી અલ્લાહ જેને ઇચ્છે છે ભટકાવી દે**

---

સાંભળે, ચોખ્ખું મગજ રાખીને વિચારે અને તર્કસંગત વાતને નિષ્પક્ષ રીતે માની લે.

(૨) حمید શબ્દ જો કે મહમૂદનો જ સમાનાર્થી છે, પરંતુ બંને શબ્દોમાં એક સૂક્ષ્મ તફાવત છે. મહમૂદ કોઈ માણસને ત્યારે જ કહીશું જયારે તેની પ્રશંસા કરવામાં આવી હોય અથવા કરાઈ રહી હોય. પરંતુ હમીદ આપ મેળે જ પ્રશંસાનો હક્કદાર છે, ભલે પછી કોઈ તેની પ્રસંશા કરે કે ન કરે. આ શબ્દનો પૂરો અર્થ પ્રશંસાપાત્ર ગુણો, પ્રશંસાને લાયક અને વખાણને પાત્ર જેવા શબ્દોથી અદા થઈ શકતો નથી એટલા જ માટે અમે તેનો અનુવાદ પોતાની જાતે જ પોતે પ્રશંસાવાળો કર્યો છે.

(૩) અથવા બીજા શબ્દોમાં, જેમને બધી ચિંતા જ માત્ર દુનિયાની જ છે અને આખિરતની કોઈ પરવા નથી. જે માણસ દુનિયાના ફાયદાઓ અને આનંદ તથા એશઆરામ માટે આખિરતનું નુકસાન વહોરી શકે છે, પરંતુ આખિરતની સફળતાઓ અને સુખાકારી માટે દુનિયાનું કોઈ નુકસાન, કોઈ તકલીફ અને જોખમ બલકે કોઈ આનંદથી વંચિત રહેવા સુદ્ધાંને સહન કરી નથી શકતાં. જેમણે દુનિયા અને આખિરત બંનેની તુલના કરીને ઠંડા કલેજે દુનિયાને પસંદ કરી લીધી છે અને આખિરત વિષે ફેંસલો કરી લીધો છે કે જયાં જયાં તેનો હિત દુનિયાના હિત સાથે ટકરાશે ત્યાં તેને કુરબાન કરતાં જશે.

(૪) એટલે કે તેઓ અલ્લાહની મરજીને તાબે થઈને રહેવા નથી માગતા બલકે એમ ઇચ્છે છે કે અલ્લાહનો દીન તેમની મરજીને તાબે થઈને રહે. તેમની દરેક માન્યતા દરેક વિચારસરણી અને દરેક કલ્પનાને તેના અકીદામાં દાખલ કરે અને એવા કોઈ અકીદાને તેની વિચારવ્યવસ્થામાં રહેવા ન દે જે તેમની સમજમાં ન આવતો હોય. તેમનો દરેક રીત-રિવાજ, દરેક ટેવ અને દરેક ખાસિયતને કાયદેસરતા આપે તથા કોઈ એવી

مَنۡ يَّشَآءُ وَيَهۡدِىۡ مَنۡ يَّشَآءُ ؕ وَهُوَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ﴿۴﴾
وَلَقَدۡ اَرۡسَلۡنَا مُوۡسٰى بِاٰيٰتِنَاۤ اَنۡ اَخۡرِجۡ قَوۡمَكَ مِنَ
الظُّلُمٰتِ اِلَى النُّوۡرِ ۙ وَذَكِّرۡهُمۡ بِاَيّٰىمِ اللّٰهِ ؕ اِنَّ فِىۡ ذٰلِكَ

**છે અને જેને ઇચ્છે છે સીધો માર્ગ દેખાડે[૬] છે, તે વર્ચસ્વશાળી અને ડહાપણવાળો છે.[૭]**

**અમે આ અગાઉ મૂસાને પણ અમારી નિશાનીઓ સાથે મોકલી ચુક્યાં છીએ. તેને પણ અમે આદેશ આપ્યો હતો કે તેની કોમને અંધારામાંથી કાઢીને પ્રકાશમાં લાવ અને તેમને ખુદાઈ ઈતિહાસના[૮] બોધપ્રદ કિસ્સાઓ સંભળાવીને શિખામણ આપ. આ કિસ્સાઓમાં**

રીતના અનુસરણ માટે તેમની પાસે માગણી ન કરે જે તેમને પસંદ ન હોય. તે તેમનો આજ્ઞાંકિત ગુલામ હોય કે જે જે દિશા તરફ તેઓ તેમના મનના શેતાનના અનુસરણમાં વળે તે તરફ તે પણ વળી જાય, અને કયાંય ન તો તેમને ટોકે અને ન તો કોઈ જગ્યાએ તેમને પોતાના રસ્તા તરફ વાળવાનો પ્રયાસ કરે. તેઓ અલ્લાહની વાત માત્ર એ જ સંજોગોમાં માની શકે છે કે જયારે તે આ પ્રકારનો દીન તેમના માટે મોકલે.

(૫) આના બે અર્થ છે. એક આ કે અલ્લાહતઆલાએ જે નબી જે કોમમાં મોકલ્યો તેની ઉપર તે જ કોમની ભાષામાં પોતાની વાણી ઊતારી કે જેથી તે કોમ સારી રીતે તેને સમજી શકે અને તેને એવું બહાનું કાઢવાની કોઈ તક ન મળે કે તમારું મોકલેલું શિક્ષણ તો અમારી સમજમાં જ આવતું ન હતું તો પછી અમે તેની ઉપર ઈમાન કેવી રીતે લાવત. બીજો અર્થ આ છે કે અલ્લાહતઆલાએ માત્ર ચમત્કાર દેખાડવા માટે કયારેય આવું કર્યું નથી કે પયગમ્બર તો મોકલ્યાં અરબસ્તાનમાં અને તે વાત સંભળાવે ચીની કે જાપાનની ભાષામાં. આ પ્રકારના કરિશ્મા દેખાડવા તથા લોકોની ચમત્કારપ્રિયતાને સંતોષવાની તુલનામાં અલ્લાહતઆલાની નજરમાં શિક્ષણ અને શિખામણ તથા સમજાવટ અને સ્પષ્ટતાનું મહત્ત્વ વધારે રહ્યું છે જેના માટે જરૂરી હતું કે જે તે કોમને એ જ ભાષામાં પયગામ પહોંચાડવામાં આવે જેને તે સમજતી હોય.

(૬) એટલે કે પયગમ્બર તમામ પ્રચાર અને શિખામણ એ જ ભાષામાં કરે છે જેને સમગ્ર કોમ સમજે છે તેમ છતાં બધાંને માર્ગદર્શન મળી જતું નથી, કેમ કે કોઈ વાણી માત્ર લોકોને સમજાય તેવી હોવાથી આ અનિવાર્ય બની જતું નથી કે સાંભળનારા તમામ તેને માની લે. માર્ગદર્શન અને ગુમરાહીની લગામ દરેક સંજોગોમાં અલ્લાહના હાથમાં છે. તે જ જેને ઇચ્છે છે પોતાની આ વાણી વડે માર્ગદર્શન એનાયત કરે છે અને જેના માટે ઇચ્છે છે તેના માટે આ જ વાણીને ગુમરાહીનું કારણ બનાવી દે છે.

(૭) એટલે કે લોકોનું પોતાની મેળે માર્ગદર્શન મેળવી લેવું અથવા ભટકી જવું તે આના કારણે શકય નથી કે તેઓ પૂરી રીતે સ્વાયત્ત નથી, બલકે અલ્લાહની સર્વોપરિતાને આધીન છે. પરંતુ અલ્લાહ પોતાની આ સર્વોપરિતાને આડેધડ વાપરતો નથી કે અમસ્તાં જ કોઈપણ તાર્કિક કારણ વિના જેને ચાહે માર્ગદર્શન આપી દે અને જેને ચાહે વિના કારણે ભટકાવી દે. તે સર્વોપરી હોવાની સાથે ડહાપણવાળો અને સર્વજ્ઞ પણ છે. તેના તરફથી જેને

لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ۝٥ وَ اِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهِ
اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ اَنْجٰكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ
يَسُوْمُوْنَكُمْ سُوْٓءَ الْعَذَابِ وَ يُذَبِّحُوْنَ اَبْنَآءَكُمْ وَ يَسْتَحْيُوْنَ
રુકૂઅ ૧ نِسَآءَكُمْ ؕ وَ فِيْ ذٰلِكُمْ بَلَآءٌ مِّنْ رَّبِّكُمْ عَظِيْمٌ ۝٦ ع وَ اِذْ
تَاَذَّنَ رَبُّكُمْ لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ وَ لَئِنْ كَفَرْتُمْ

**મોટી નિશાનીઓ છે[૯] એ દરેક માણસ માટે જે ધૈર્યવાન અને આભાર માનનારો હોય.[૧૦]**

**યાદ કરો જ્યારે મૂસાએ તેની કોમને કહ્યું "અલ્લાહના એ ઉપકારને યાદ રાખો જે તેણે તમારી ઉપર કર્યો છે. તેણે તમને ફિરઔનવાળાથી છોડાવ્યા જે તમને ભારે યાતનાઓ આપતા હતાં, તમારા પુત્રોને કતલ કરી નાખતા હતાં અને તમારી સ્ત્રીઓને જીવતી રહેવા દેતા હતાં. આમાં તમારા માલિક તરફથી તમારી મોટી અજમાયશ હતી (રુકૂઅ ૧). અને યાદ રાખો, તમારા માલિકે ચેતવી દીધા હતાં કે જો આભારી[૧૧] બનશો તો હું તમને હજી વધારે નવાજીશ અને જો નિયામતો પ્રત્યે અપકાર**

માર્ગદર્શન મળે છે યોગ્ય કારણસર મળે છે અને જેને સીધા રસ્તેથી વંચિત રાખીને ભટકવા માટે છોડી દેવામાં આવે છે તે પોતે તેના ભટકવાની રૂચિના કારણે આ વ્યવહારને પાત્ર હોય છે.

(૮) "ઐયામ" اَیَّام શબ્દ અરબી ભાષામાં રૂઢિપ્રયોગમાં યાદગાર ઐતિહાસિક ઘટનાઓ માટે બોલવામાં આવે છે. ایام اللہ "ઐયામુલ્લાહ"નો અર્થ માનવ ઇતિહાસના એ મહત્ત્વના પ્રકરણો છે જેમાં અલ્લાહતઆલાએ વીતેલા જમાનાની કોમો તથા મોટી હસ્તીઓને તેમના કર્મોને અનુરૂપ બદલો અથવા સજા આપ્યાં છે.

(૯) એટલે કે આ ઐતિહાસિક ઘટનાઓમાં એવી નિશાનીઓ રહેલી છે જેમાંથી કોઈ પણ માણસ અલ્લાહની તૌહીદની સચ્ચાઈનો સબૂત પણ મેળવી શકે છે તેમજ આ હકીકતના પણ અસંખ્ય પુરાવાઓ મેળવી શકે છે કે ગુનાની સજાનો કાયદો વિશ્વવ્યાપી કાનૂન છે, અને તે તદ્દન સત્ય અને અસત્યના શાસ્ત્રીય અને નૈતિક વિવેક ઉપર કાયમ છે, અને તેના તકાદાઓ પૂરા કરવા માટે એક બીજી દુનિયા એટલે કે આખિરતની દુનિયા અનિવાર્ય છે. આ ઉપરાંત, આ ઘટનાઓમાં એ નિશાનીઓ પણ રહેલી છે જેમાંથી કોઈ પણ માણસ ખોટી માન્યતાઓ અને વિચારસરણીઓ ઉપર જીવનની ઈમારત રચવાના ખરાબ પરિણામો અંગે જાણી શકે છે તથા તેમાંથી પદાર્થપાઠ ગ્રહણ કરી શકે છે.

إِنَّ عَذَابِي لَشَدِيدٌ ۝٧ وَقَالَ مُوسَىٰ إِن تَكْفُرُوا أَنتُمْ وَمَن

**દાખવશો તો મારી સજા ઘણી સખત છે.''[૧૨] અને મૂસાએ કહ્યું કે ''જો તમે કુફ્ર કરો અને ધરતીના બધાં જ રહેવાસીઓ**

(૧૦) એટલે કે આ નિશાનીઓ તો તેમની જગ્યાએ રહેલી જ છે પરંતુ તેમનો ફાયદો ઉઠાવવો માત્ર એ જ લોકોનું કામ છે જે અલ્લાહની અજમાયશોમાંથી ધૈર્ય અને મક્કમતા સાથે પસાર થનાર અને અલ્લાહની નિયામતોને સાચી રીતે અનુભવીને તેમનો સાચો આભાર માનનાર હોય. હલકટ અને અણસમજ તથા અપકારી લોકો આ નિશાનીઓને જો સમજી લે તો પણ તેમની આ નૈતિક નબળાઈઓ તેમને આ સમજનો લાભ ઉઠાવવા દેતી નથી.

(૧૧) એટલે કે જો અમારી નિયામતોના તકાદા ઓળખીને તેમનો સાચો ઉપયોગ કરશો, અને અમારા આદેશોની સામે વિદ્રોહ અને ઘમંડ નહીં કરો, તથા અમારો આભાર માનીને અમારા આજ્ઞાંકિત બનીને રહેશો.

(૧૨) આ વિષય અંગેનું પ્રવચન બાઇબલના પુસ્તક પુનર્નિયમમાં ખૂબ ખુલાસાવાર નોંધવામાં આવ્યું છે. આ પ્રવચનમાં હઝરત મૂસા અ.સ. તેમના અવસાનના થોડા દિવસ પહેલાં બનીઇસ્રાઈલને તેમના ઈતિહાસની મહત્ત્વની ઘટનાઓ યાદ દેવડાવે છે. પછી તૌરાતના એ બધાં જ આદેશો ફરીથી દોહરાવે છે જે અલ્લાહતઆલાએ તેમની મારફતે બનીઇસ્રાઈલને મોકલ્યા હતાં. પછી એક લાંબુ સંબોધન કરે છે જેમાં જણાવે છે કે જો તેમણે તેમના માલિકનું આજ્ઞાપાલન કર્યું તો કેવા કેવા ઇનામો વડે નવાજવામાં આવશે અને જો નાફરમાનીનો માર્ગ અપનાવ્યો તો તેની કેવી સખત સજા આપવામાં આવશે. આ પ્રવચન પુનર્નિયમ પુસ્તકના પ્રકરણો-૪,૬,૮,૧૦,૧૧ તથા ૨૮ થી ૩૦ માં વિસ્તરેલું છે અને તેની કેટલીક જગ્યાઓ ઉચ્ચ કક્ષાના પ્રભાવશાળી તથા બોધ આપનાર છે. ઉદાહરણના રૂપમાં તેમાંથી કેટલાક ઊતારા અમે અહીં નોંધીએ છીએ જેમના ઉપરથી સમગ્ર પ્રવચનનો ખ્યાલ આવી શકે છેઃ

> ''સાંભળ હે ઇસ્રાઈલ! આપણો માલિક ખુદા એક જ માલિક છે. તું તારા સંપૂર્ણ દિલ અને સંપૂર્ણ પ્રાણ તથા સંપૂર્ણ શકિત સાથે તારા માલિક ખુદાની સાથે પ્રેમ રાખ. અને આ વાતો કે જેમનો હુકમ આજે હું તને આપું છું તારા દિલ ઉપર અંકિત રહે. અને તું તેમને તારી સંતાનને બરાબર રીતે સમજાવજે તેમજ ઘરે બેઠાં, રસ્તે ચાલતાં તથા સૂતાં અને જાગતાં તેનું સ્મરણ કરજે.'' (પ્રકરણ ૬ આયતો ૪ થી ૭)

> ''તો હે ઇસ્રાઈલ ! તારો માલિક ખુદા તારી પાસેથી આના સિવાય બીજું શું માગે છે કે તું તારા માલિક ખુદાનો ડર રાખે અને તેના તમામ રસ્તાઓ ઉપર ચાલે અને તેની સાથે પ્રેમ રાખે અને તારા સમગ્ર દિલ અને પ્રાણ સાથે તારા માલિક ખુદાની બંદગી કરે અને માલિકના જે હુકમો અને કાયદા હું તને આજે જણાવું છું તેમની ઉપર અમલ કરે કે જેથી તારું ભલું થાય. જો, આકાશ અને ધરતી તથા જે કંઈ ધરતીમાં છે તે બધું તારા માલિક ખુદાનું જ છે.'' (પ્રકરણ ૧૦, આયતો ૧૨ થી ૧૪)

فِي الْأَرْضِ جَمِيعًا ۙ فَإِنَّ اللَّهَ لَغَنِيٌّ حَمِيدٌ ﴿٨﴾

**પણ કાફિર થઈ જાય તો અલ્લાહ બેપરવા અને પોતાની જાતે જ પોતે પ્રશંસાવાળો[૧૩] છે.''**

"અને જો તું તારા માલિક ખુદાની વાતને દિલથી માનીને તેના એ તમામ આદેશો ઉપર કે જે આજના દિવસે હું તને આપું છું કાળજીપૂર્વક અમલ કરશે તો તારો માલિક ખુદા દુનિયાની તમામ કોમો કરતાં વધારે તને આદર-માન આપશે. અને જો તું તારા માલિક ખુદાની વાત સાંભળે તો આ તમામ બરકતો તારી ઉપર ઊતરશે અને તને મળશે. નગરમાં પણ તું બરકતવંતો હશે અને ખેતરમાં પણ બરકતવંતો........ માલિક તારા દુશ્મનોને કે જે તારી ઉપર હુમલો કરે, તારી સામે જ પરાજય અપાવશે........ તારો માલિક તારા ભંડારોમાં અને તમામ કામોમાં કે જેમાં તું હાથ નાખે બરકતનો હુકમ આપશે........ અને તને તેની પવિત્ર કોમ બનાવીને રાખશે અને દુનિયાની તમામ કોમો આ જોઈને કે તું માલિકના નામથી ઓળખાય છે તારાથી ડરી જશે. તું ઘણી કોમોને કરજ આપશે પણ પોતે કરજ લેશે નહીં અને માલિક તને પૂંછડી નહીં પણ માથું ઠરાવશે અને તું પીઠ નહીં બલકે માનનીય જ રહેશે. (પ્રકરણ ૨૮, આયતો ૧ થી ૧૩)

"પરંતુ જો તું આવું ન કરે કે તારા માલિક ખુદાની વાત સાંભળીને તેના તમામ હુકમો અને નિયમો ઉપર, જે હું આજના દિવસે તને આપું છું, કાળજીપૂર્વક અમલ કરે તો આ તમામ લાનતો તારી ઉપર ઊતરશે અને તને વળગી પડશે. શહેરમાં પણ તું ધુત્કારેલો હશે અને ખેતરમાં પણ ધુત્કારેલો..... માલિક એ તમામ કામોમાં કે જેને તું હાથ લગાવશે લાનત અને ફિટકાર તથા બેચેની તારી ઉપર ઊતારશે..... મુસીબત તને વળગેલી રહેશે..... આકાશમાં જે તારા માથા ઉપર છે તે પિત્તળનું અને ધરતી ઉપર જે તારી નીચે છે તે લોખંડનું થઈ જશે..... માલિક તને તારા દુશ્મનોની સામે પરાજય અપાવશે. તું તેમનો સામનો કરવા માટે તો એક જ રસ્તેથી જશે પરંતુ તેમની સામે સાત સાત રસ્તાથી ભાગશે..... સ્ત્રી સાથે સગાઈ તું કરશે પરંતુ બીજો તેની સાથે સંભોગ કરશે. તું ઘર બનાવશે પરંતુ તેમાં વસવાટ નહીં કરી શકે. તું ફળોની વાડી લગાવશે પણ તેના ફળ ખાઈ નહીં શકે, તારા બળદને તારી આંખોની સામે કાપી નાખવામાં આવશે..... ભૂખ્યો અને તરસ્યો અને નગ્ન તથા તમામ વસ્તુઓ માટે મોહતાજ બનીને તું તારા એ શત્રુઓની સેવા કરશે જેમને માલિક તારી વિરૂદ્ધ મોકલશે અને શત્રુ તારી ડોક ઉપર લોખંડની ધૂંસરી જોતરશે જ્યાં સુધી તે તારો નાશ ન કરી દે..... માલિક તને ધરતીના એક છેડાથી બીજા છેડા સુધી તમામ કોમોમાં વેરવિખેર કરી દેશે.'' (પ્રકરણ ૨૮, આયતો ૧૫ થી ૬૪)

(૧૩) અત્રે હઝરત મૂસા અ.સ. અને તેમની કોમના કિસ્સા તરફ આ ટૂંકો ઈશારો કરવા પાછળનો આશય મક્કાના લોકોને એ દેખાડવાનો છે કે અલ્લાહ જયારે કોઈ કોમ ઉપર ઉપકાર કરે છે અને જવાબમાં તે

اَلَمۡ يَاۡتِكُمۡ نَبَؤُا الَّذِيۡنَ مِنۡ قَبۡلِكُمۡ قَوۡمِ نُوۡحٍ وَّعَادٍ وَّثَمُوۡدَ ۛؕ
وَالَّذِيۡنَ مِنۡۢ بَعۡدِهِمۡ ؕۛ لَا يَعۡلَمُهُمۡ اِلَّا اللّٰهُ ؕ جَآءَتۡهُمۡ رُسُلُهُمۡ
بِالۡبَيِّنٰتِ فَرَدُّوۡۤا اَيۡدِيَهُمۡ فِىۡۤ اَفۡوَاهِهِمۡ وَقَالُوۡۤا اِنَّا كَفَرۡنَا بِمَاۤ
اُرۡسِلۡتُمۡ بِهٖ وَاِنَّا لَفِىۡ شَكٍّ مِّمَّا تَدۡعُوۡنَنَاۤ اِلَيۡهِ مُرِيۡبٍ ۝٩ قَالَتۡ الثلثة

**શું તમારા સુધી[૧૪] એ કોમોના અહેવાલ નથી પહોંચ્યા જે તમારી અગાઉ થઈ ગયેલી છે ? નૂહની કોમ, આદ, સમૂદ અને તેમના પછી આવનારી અનેક કોમો જેમની સંખ્યા અલ્લાહને જ ખબર છે ? તેમના પયગમ્બરો જ્યારે તેમની પાસે સ્પષ્ટ વાતો અને ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યાં ત્યારે તેમણે તેમના મોંમાં હાથ દબાવી લીધાં[૧૫] અને કહ્યું કે ‘‘જે સંદેશ સાથે તમે મોકલવામાં આવ્યાં છો અમે તેને નથી માનતાં અને જે વસ્તુ તરફ તમે અમને બોલાવો છો તેના વિષે અમે ભારે બેચેનીભરી શંકામાં પડેલાં છીએ.’’[૧૬] તેમના પયગમ્બરોએ**

કોમ બેવફાઈ અને વિદ્રોહ કરે છે ત્યારે આવી કોમે પદાર્થપાઠ આપનાર પરિણામ ભોગવવું પડે છે જે તમારી આંખોની સામે બનીઇસ્રાઈલ જોઈ રહ્યાં છે. હવે શુ તમે પણ ખુદાની નિયામત અને તેના ઉપકારનો જવાબ નિયામતો બદલ અપકાર વડે આપીને આ જ અંજામ જોવા માગો છો?

અહીં આ વાત પણ સ્પષ્ટ રહે કે અલ્લાહતઆલા તેની જે નિયામતની કદર કરવા માટે અત્રે કુરૈશની પાસે માગણી કરી રહ્યો છે તે ખાસ એ નિયામત છે કે તેણે અરબના મુહમ્મદ સ.અ.વ.ને તેમની અંદર પેદા કર્યાં અને તેમના માધ્યમથી તેમની પાસે એ શાનદાર શિક્ષણ મોકલ્યું જેના વિષે નબી સ.અ.વ.અનેક વખતે કુરૈશને કહેતા હતાં કે كلمة واحدة تعطونيها تملكون بها العرب وتدين لكم بها العجم. ‘‘મારી એક વાત માની લો, અરબસ્તાન અને અજમ (બિનઅરબ) તમામ તમારે તાબે થઈ જશે.’’

(૧૪) હઝરત મૂસા અ.સ.નું પ્રવચન ઉપર સમાપ્ત થઈ ગયું, હવે મક્કાના કાફિરોને સીધી રીતે સંબોધન કરવામાં આવી રહ્યું છે.

(૧૫) આ શબ્દોના અર્થ અંગે તફસીરકર્તાઓ વચ્ચે ઘણો મતભેદ જોવા મળે છે અને જુદા જુદા લોકોએ જુદા જુદા અર્થ વર્ણવ્યાં છે. અમારા મતે આનો સૌથી નજીકનો અર્થ આ છે જેને આપણે ઊર્દૂ ભાષામાં કાન પર હાથ રાખે અથવા દાંતોમેં ઉંગલી દબાઈ કહીએ છીએ. એટલા માટે કે પછીનું વાક્ય સ્પષ્ટ ઇનકાર અને આશ્ચર્ય બંને વિષયો ધરાવે છે તથા તેમાં થોડી ગુસ્સાની શૈલી પણ છે.

(૧૬) એટલે કે આવી શંકા કે જેના કારણે બેચેની ઊભી થઈ ગઈ છે. આ સત્યના સંદેશની ખાસિયત છે કે જયારે તે ઉદ્‌ભવે છે ત્યારે તેના કારણે એક હલચલ પેદા થઈ જાય છે અને ઇનકાર અને વિરોધ કરનારા લોકો

رُسُلُهُمۡ اَفِی اللّٰهِ شَكٌّ فَاطِرِ السَّمٰوٰتِ وَ الۡاَرۡضِ ؕ یَدۡعُوۡكُمۡ
لِیَغۡفِرَ لَكُمۡ مِّنۡ ذُنُوۡبِكُمۡ وَ یُؤَخِّرَكُمۡ اِلٰۤی اَجَلٍ مُّسَمًّی ؕ قَالُوۡۤا
اِنۡ اَنۡتُمۡ اِلَّا بَشَرٌ مِّثۡلُنَا ؕ تُرِیۡدُوۡنَ اَنۡ تَصُدُّوۡنَا عَمَّا كَانَ
یَعۡبُدُ اٰبَآؤُنَا فَاۡتُوۡنَا بِسُلۡطٰنٍ مُّبِیۡنٍ ﴿۱۰﴾ قَالَتۡ لَهُمۡ رُسُلُهُمۡ

**કહ્યું "શું અલ્લાહ વિષે શંકા છે જે આકાશો અને ધરતીનો સર્જક છે?[૧૭] તે તમને બોલાવી રહ્યો છે કે જેથી તમારા કસૂર માફ કરે અને તમને એક નિશ્ચિત સમય સુધી મહેતલ આપે."[૧૮] તેમણે જવાબ આપ્યો "તમે કંઈ નથી બલકે એવા જ મનુષ્ય છો જેવાં અમે છીએ.[૧૯] તમે અમને એ હસ્તીઓની પૂજા કરતાં રોકવા માગો છો જેમની પૂજા બાપદાદાના સમયથી ચાલતી આવી છે. સારું, તો લાવો કોઈ સ્પષ્ટ સનંદ."[૨૦] તેમના પયગમ્બરોએ તેમને કહ્યું**

પણ વિશ્વાસપૂર્વક ન તો તેનો ઈનકાર કરી શકે ન તો તેનો વિરોધ. તેઓ ગમે તેટલા ઉગ્ર સ્વરૂપમાં તેને રદિયો આપે, અને ગમે તેટલી તાકાત તેના વિરોધમાં લગાવે તો પણ સંદેશની સચ્ચાઈ, તેની તાર્કિક દલીલો અને તેની નિષ્પક્ષ સચોટ વાતો, તેની મન મોહી લેનારી ભાષા, તેના સંદેશ આપનારનું નિષ્કલંક ચારિત્ર્ય, તેની ઉપર ઈમાન લાવનારા લોકોના જીવનમાં આવેલો ક્રાંતિકારી બદલાવ અને વચનને અનુરૂપ તેમનાં પવિત્ર કર્મ, આ તમામ વસ્તુઓ ભેગી મળીને કટ્ટરમાં કટ્ટર વિરોધીના દિલમાં પણ એક બેચેની ઊભી કરી દે છે. સત્ય તરફ બોલાવનારાઓને સતાવનાર માણસ પોતે પણ સુખ-શાંતિથી વંચિત થઈ જાય છે.

(૧૭) પયગમ્બરોએ આ વાત એટલા માટે કહી કે દરેક જમાનાના મુશ્રિકો ખુદાની હસ્તીને માનતા હતાં અને આ પણ માનતા હતાં કે ધરતી અને આકાશોનો નિર્માતા એ જ છે. આ જ આધારે પયગમ્બરોએ કહ્યું કે તમને શંકા કઈ વાતમાં છે? અમે જે વસ્તુની તરફ તમને બોલાવીએ છીએ તે આના સિવાય બીજું શું છે કે અલ્લાહ, આકાશો અને ધરતીનો નિર્માતા, તમારી બંદગીનો સાચો હક્કદાર છે. પછી શું અલ્લાહ વિષે તમને શંકા છે?

(૧૮) નક્કી સમયમર્યાદાનો અર્થ લોકોનો મોતનો સમય પણ હોઈ શકે છે અને કયામત પણ. જયાં સુધી કોમોને લાગેવળગે છે, તેમની ચડતી અને પડતી માટે અલ્લાહને ત્યાં મુદ્દતનું નિર્ધારણ તેમના ગુણોની શરત સાથે જોડાયેલું હોય છે. એક સારી કોમ જો તેની અંદર બગાડ પેદા કરી લે તો તેની કામ કરવાની મહેતલ ઘટાડી દેવામાં આવે છે અને તેને નષ્ટ કરી દેવામાં આવે છે અને જો કોઈ બગડેલી કોમ તેના દુર્ગુણોને સારા ગુણો વડે બદલી નાખે તો તેની કાર્ય કરવાની મહેતલ વધારી દેવામાં આવે છે એટલે સુધી કે તે કયામત સુધી લાંબી હોઈ શકે છે. આ જ વિષય તરફ સૂરઃ રઅ્દની ૧૧મી આયત ઈશારો કરે છે કે, અલ્લાહતઆલા કોઈ કોમની હાલતને

اِنْ نَّحْنُ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ وَلٰكِنَّ اللّٰهَ يَمُنُّ عَلٰى مَنْ يَّشَآءُ
مِنْ عِبَادِهٖ ؕ وَمَا كَانَ لَنَآ اَنْ نَّاْتِيَكُمْ بِسُلْطٰنٍ اِلَّا بِاِذْنِ
اللّٰهِ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿۱۱﴾ وَمَا لَنَآ اَلَّا نَتَوَكَّلَ
عَلَى اللّٰهِ وَقَدْ هَدٰىنَا سُبُلَنَا ؕ وَلَنَصْبِرَنَّ عَلٰى مَاۤ اٰذَيْتُمُوْنَا ؕ
وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُتَوَكِّلُوْنَ ﴿۱۲﴾ ع وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا રુકૂઅ ૨
لِرُسُلِهِمْ لَنُخْرِجَنَّكُمْ مِّنْ اَرْضِنَاۤ اَوْ لَتَعُوْدُنَّ فِىْ

**“ખરેખર અમે કશું નથી બલકે તમારા જ જેવા મનુષ્યો. પરંતુ અલ્લાહ તેના બંદાઓમાંથી જેને ઈચ્છે છે નવાજે છે[૨૧] અને આ વાત અમારા અખત્યારમાં નથી કે તમને કોઈ સનંદ લાવી આપીએ. સનંદ તો અલ્લાહના જ હુકમથી આવી શકે છે અને અલ્લાહ ઉપર જ ઈમાનવાળાઓએ ભરોસો કરવો જોઈએ. અને અમે શા માટે અલ્લાહ ઉપર ભરોસો ન કરીએ કે જ્યારે અમારા જીવનના માર્ગોમાં તેણે અમારું માર્ગદર્શન કર્યું છે ? જે તકલીફો તમે અમને આપી રહ્યાં છો તેના માટે અમે ધીરજ રાખીશું અને ભરોસો કરનારાઓનો ભરોસો અલ્લાહ ઉપર જ હોવો જોઈએ”. (રુકૂઅ ૨)**

**છેવટે ઈનકાર કરનારાઓએ તેમના પયગમ્બરોને કહી દીધું કે “કાં તો તમારે અમારી કોમમાં પાછા આવવું પડશે,[૨૨] નહીં તો અમે તમને**

---

ત્યાં સુધી બદલતો નથી જ્યાં સુધી તે પોતાના ગુણોને બદલી ન નાખે.

(૧૯) તેમનો આશય આ હતો કે તમે દરેક રીતે બિલકુલ અમારા જેવા માણસ દેખાઓ છો. ખાઓ છો. પીઓ છો. સૂઈ જાઓ છો. બાળ-બચ્ચાં ધરાવો છો. ભૂખ, તરસ, બીમારી, દુઃખ, ઠંડી-ગરમી, દરેક વસ્તુ અનુભવવામાં તથા દરેક માનવસહજ કમજોરીમાં અમારા જેવાં છો. તમારી અંદર કોઈ અસાધારણ વસ્તુ અમને દેખાતી નથી કે જેના કારણે અમે આ માની લઈએ કે તમે કોઈ પહોંચેલી હસ્તી છો અને ખુદા તમારી સાથે વાતચીત કરે છે અને ફરિશ્તા તમારી પાસે આવે છે.

(૨૦) એટલે કે કોઈ એવી સનંદ કે જેને અમે સગી આંખે જોઈએ અને હાથો વડે સ્પર્શ કરીએ તથા જેનાથી અમને વિશ્વાસ થઈ જાય કે ખરેખર ખુદાએ તમને મોકલ્યાં છે અને આ સંદેશ જે તમે લાવ્યાં છો તે ખુદાનો જ સંદેશ છે.

(૨૧) એટલે કે આમાં શંકા નથી કે અમે છીએ તો મનુષ્ય જ, પરંતુ અલ્લાહે તમારી વચ્ચે અમને જ

مِلَّتِنَا ۗ فَاَوْحٰۤى اِلَيْهِمْ رَبُّهُمْ لَنُهْلِكَنَّ الظّٰلِمِيْنَ ﴿۱۳﴾ ۙ
وَ لَنُسْكِنَنَّكُمُ الْاَرْضَ مِنْۢ بَعْدِهِمْ ۗ ذٰلِكَ لِمَنْ خَافَ مَقَامِىْ
وَ خَافَ وَعِيْدِ ﴿۱۴﴾ وَ اسْتَفْتَحُوْا وَ خَابَ كُلُّ جَبَّارٍ عَنِيْدٍ ﴿۱۵﴾ ۙ
مِّنْ وَّرَآئِهٖ جَهَنَّمُ وَ يُسْقٰى مِنْ مَّآءٍ صَدِيْدٍ ﴿۱۶﴾ ۙ يَّتَجَرَّعُهٗ وَ

---

**અમારા દેશમાંથી કાઢી મૂકીશું.'' ત્યારે તેમના માલિકે તેમની ઉપર વહી મોકલી ''અમે આ જાલિમોને નષ્ટ કરી દઈશું અને તેમના પછી તમને ધરતીમાં આબાદ કરીશું.[૨૩] આ ઈનામ છે તેનો જે મારી સમક્ષ જવાબ આપવાનો ડર રાખતો હોય અને જે મારી ધમકીથી ડરતો હોય.'' તેમણે ફેંસલો માગ્યો હતો (તો આવી રીતે તેમનો ફેંસલો થયો) અને દરેક જુલમી સત્યના શત્રુએ હાર ખાધી.[૨૪] આના પછી આગળ તેના માટે જહન્નમ છે. ત્યાં તેને જખ્મોના ધોવાણ જેવું પાણી પીવા માટે આપવામાં આવશે જેને તે જબરજસ્તી ગળામાંથી ઊતારવાનો પ્રયત્ન કરશે અને**

---

સત્યજ્ઞાન તથા પૂર્ણ બુદ્ધિશક્તિ એનાયત કરવા માટે પસંદ કર્યા છે. આમાં અમારા હાથની કોઈ વાત નથી. આ તો અલ્લાહના અધિકારનો મામલો છે. તે પોતાના બંદાઓમાંથી જેને જે કંઈ ઇચ્છે આપે. અમે ન તો આ કરી શકીએ છીએ કે જે કંઈ અમારી પાસે આવ્યું છે તે તમારી પાસે મોકલાવી દઈએ અને ન તો આ જ કરી શકીએ છીએ કે જે હકીકતો અમારી સામે ખુલી છે તેમના તરફથી સામે આંખો મીંચી લઈએ.

(૨૨) આનો અર્થ આ નથી કે નબીઓ અ.સ. નબૂવ્વતના પદ ઉપર નિમાતાં પહેલાં તેમની માર્ગ ભૂલેલી કોમોની મિલ્લતમાં સામેલ થઈ જતાં હતાં. બલકે આનો અર્થ આ છે કે નબૂવ્વત પહેલાં કેમ કે તેઓ એક પ્રકારનું શાંત જીવન જીવતા હતાં, કોઈ દીનનો પ્રસાર અને પ્રચાર તથા પ્રચલિત કોઈ પણ દીનનું ખંડન કરતાં ન હતાં, તેથી તેમની કોમ એમ માનતી હતી કે તેઓ અમારી જ મિલ્લતમાં છે અને નબૂવ્વતનું કામ શરૂ કરી દીધા પછી તેમની ઉપર આ આક્ષેપ મૂકવામાં આવતો હતો કે તેઓ બાપદાદાની મિલ્લતમાંથી નીકળી ગયાં છે. જો કે તેઓ નબૂવ્વત પહેલાં કયારેય મુશ્રિકોની મિલ્લતમાં સામેલ થયા ન હતાં કે તેમાંથી નીકળી જવાનો આક્ષેપ તેમની ઉપર લાગી શકત.

(૨૩) એટલે કે ગભરાઓ નહીં, આ લોકો કહે છે કે તમે આ દેશમાં રહી નથી શકતાં, પરંતુ અમે કહીએ છીએ કે હવે આ લોકો આ ભૂમિમાં રહેવા નહીં પામે. હવે તો જે તમને માનશે તે જ અહીં રહેશે.

(૨૪) અત્રે એ ધ્યાનમાં રહે કે આ ઐતિહાસિક વર્ણનના સંદર્ભમાં હકીકતમાં મક્કાના કાફિરોને એ વાતોનો જવાબ આપવામાં આવી રહ્યો છે જે તેઓ નબી સ.અ.વ.સાથે કરતા રહેતા હતાં. ઉલ્લેખ બાહ્ય રીતે અગાઉના નબીઓ અને તેમની કોમોના કિસ્સાઓનો છે પરંતુ તે લાગુ પડી રહ્યો છે એ પરિસ્થિતિ ઉપર જ આ

لَا يَكَادُ يُسِيْغُهٗ وَيَاْتِيْهِ الْمَوْتُ مِنْ كُلِّ مَكَانٍ وَّمَا هُوَ
بِمَيِّتٍ ۭ وَمِنْ وَّرَاۗىِٕهٖ عَذَابٌ غَلِيْظٌ ١٧ مَثَلُ الَّذِيْنَ كَفَرُوْا
بِرَبِّهِمْ اَعْمَالُهُمْ كَرَمَادِ ِۨاشْتَدَّتْ بِهِ الرِّيْحُ فِيْ يَوْمٍ عَاصِفٍ ۭ
لَا يَقْدِرُوْنَ مِمَّا كَسَبُوْا عَلٰي شَيْءٍ ۭ ذٰلِكَ هُوَ الضَّلٰلُ الْبَعِيْدُ ١٨
اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ۭ اِنْ يَّشَاْ

**ભાગ્યેજ ઊતારી શકશે. મૃત્યુ ચારેબાજુથી તેની ઉપર છવાયેલું રહેશે પરંતુ તે મરવા પામશે નહીં અને આગળ એક સખત યાતના તેના જીવની દુશ્મન રહેશે.**

**જે લોકોએ તેમના માલિક સાથે કુફ્ર કર્યું છે તેમના કર્મોનું ઉદાહરણ એ રાખ જેવું છે જેને એક તોફાની દિવસના વાવાઝોડાએ ઊડાવી દીધી હોય. તેઓ તેમના કરેલાં કર્મોનું કોઈ ફળ મેળવી શકશે નહીં.[૨૫] આ જ છેલ્લી કક્ષાની ગુમરાહી છે. શું તમે જોતાં નથી કે અલ્લાહે આકાશો અને ધરતીના સર્જનને સત્ય ઉપર કાયમ કર્યાં છે?[૨૬] તે ઇચ્છે તો**

સૂરઃ ના ઊતરાણના સમયે ત્યાં પ્રવર્તતી હતી. આ જગ્યાએ મક્કાના કાફિરોને, બલકે અરબસ્તાનના મુશ્રિકોને, જાણે કે સ્પષ્ટપણે ચેતવી દેવામાં આવ્યાં કે તમારૂં ભાવિ હવે એ વલણ ઉપર આધારિત છે જે તમે મુહમ્મદી સંદેશની સામે અપનાવશો. જો આ કબૂલ કરી લેશો તો આરબભૂમિમાં તમે રહી શકશો અને જો તેને રદ કરી દેશો તો અહીંથી તમારું નામ-નિશાન સુદ્ધાં ભૂંસી નાખવામાં આવશે. આમ, આ વાતને ઐતિહાસિક ઘટનાઓએ એક પુરવાર થયેલી હકીકત બનાવી દીધી. આ ભવિષ્યવાણીને હજુ પૂરા ૧૫ વર્ષ પણ થયા ન હતાં ત્યાં અરબસ્તાનની ભૂમિમાં એક પણ મુશ્રિક બાકી ન રહ્યો.

(૨૫) એટલે કે જે લોકોએ તેમના માલિકની સાથે નમકહરામી, બેવફાઈ, સ્વાયત્તતા, નાફરમાની અને વિદ્રોહનું વલણ અપનાવ્યું, તથા અનુસરણ અને બંદગીની એ રીતને અપનાવવાનો ઈનકાર કરી દીધો જેનો સંદેશ નબીઓ અ.સ. લઈને આવ્યાં છે તેમનું સમગ્ર જીવનવૃતાંત તથા જીવનભરની તમામ કારકિર્દીની મૂડી છેવટે એવી નકામી અને નિરર્થક પુરવાર થશે કે જાણે એક રાખનો ઢગલો હોય જે ભેગું થતું થતું લાંબા સમયે એક મોટી ટેકરી જેવો બની ગયો પરંતુ ફકત એક જ દિવસની તોફાની હવાએ તેને એવી ઊડાવી દીધો કે તેનો એકેએક કણ વિખરાઈ ગયો. તેમની ભ્રામક સભ્યતા, તેમની વૈભવી સંસ્કૃતિ, તેમના આશ્ચર્યજનક ઉદ્યોગો, તેમના જબરજસ્ત સામ્રાજયો, તેમની આલીશાન વિદ્યાપીઠો, તેમની લલિત કળાઓ અને ઉમદા અને અશ્લીલ સાહિત્યના અખૂટ ભંડારો, એટલે સુધી કે તેમની પૂજા વિધિઓ તથા તેમના આંડબરયુક્ત સદકાર્યો અને તેમના

يُّذۡهِبۡكُمۡ وَيَاۡتِ بِخَلۡقٍ جَدِيۡدٍۙ ﴿۱۹﴾ وَّمَا ذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيۡزٍ ﴿۲۰﴾

**તમને ખસેડી લઈ જાય અને એક નવા લોકોને તમારી જગ્યાએ લઈ આવે. આવું કરવું તેના માટે જરાય મુશ્કેલ નથી.**[૨૭]

મોટા મોટા દાન-ધર્માદા અને કલ્યાણ કાર્યો પણ, જેમની ઉપર તેઓ દુનિયામાં ખૂબ ગૌરવ લે છે, તમામેતમામ અંતે રાખનો એક ઢગલો જ પુરવાર થશે જેને કયામતના દિવસની આંધી સફાચટ કરી દેશે અને આખિરતની દુનિયામાં તેનું એક કણ પણ તેમની પાસે એ લાયક રહેશે નહીં કે તેને ખુદાની તુલામાં મૂકીને જરા પણ વજન મેળવી શકે.

(૨૬) ઉપર જે દાવો કરવામાં આવ્યો હતો તેની આ દલીલ છે. આનો અર્થ આ છે કે આ વાત સાંભળીને તમને નવાઈ શા માટે લાગે છે? શું તમે જોતાં નથી કે આ ધરતી અને આકાશનું શાનદાર સૃષ્ટિજગત સત્ય ઉપર કાયમ છે અને નહીં કે અસત્ય ઉપર ? અહીં જે વસ્તુ હકીકત અને વાસ્તવિકતા ઉપર આધારિત ન હોય, બલકે માત્ર એક પાયા વિનાના અનુમાન તથા કલ્પના ઉપર જેનો આધાર રાખી દેવામાં આવ્યો હોય તેને કોઈ મજબૂતાઈ પ્રાપ્ત થઈ શકતી નથી. તેના માટે સ્થિરતા મેળવવાની કોઈ શકયતા નથી. તેના ભરોસે કામ કરનાર માણસ કયારેય પોતાના ભરોસામાં સફળ થઈ શકતો નથી. જે માણસ પાણી ઉપર આકૃતિ દોરે અને રેતી ઉપર મહેલ બનાવે તે જો આ આશા રાખે કે આ આકૃતિ કાયમ રહેશે અને તેનો મહેલ ઊભો રહેશે તો તેની આ આશા કયારેય પૂરી થઈ શકતી નથી. કેમ કે પાણીનો આ ગુણ નથી કે તે આકૃતિનો સ્વીકાર કરે અને રેતીમાં એ ગુણ નથી કે તે ઈમારતો માટે મજબૂત પાયો બની શકે. એટલા માટે સચ્ચાઈ અને વાસ્તવિકતાને અવગણીને જે માણસ ખોટી આશાઓ ઉપર પોતાના કર્મનો પાયો મૂકે તેને નિષ્ફળ જ જવું જોઈએ. આ વાત જો તમારી સમજમાં આવતી હોય તો પછી આ સાંભળીને તમને નવાઈ શા માટે થાય છે કે ખુદાની આ સૃષ્ટિમાં જે માણસ પોતાની જાતને ખુદાની બંદગી અને અનુસરણમાંથી મુકત માનીને કામ કરશે અથવા ખુદા સિવાય અન્ય કોઈની ખુદાઈનો સ્વીકાર કરીને (હકીકતમાં જેની ખુદાઈ છે જ નહીં) જીવન જીવશે તેના જીવનની સમગ્ર કારકિર્દી નિરર્થક જશે? જયારે હકીકત આ નથી કે મનુષ્ય અહીં સ્વાયત્ત હોય અથવા ખુદા સિવાય અન્ય કોઈનો બંદો હોય, ત્યારે આ જૂઠ માટે, આ હકીકત વિરૂદ્ધની ધારણા માટે, પોતાના સમગ્ર આચારણ અને વિચારધારાની વ્યવસ્થાનો પાયો મૂકનાર માનવી તમારા મત પ્રમાણે પાણી ઉપર આકૃતિ દોરનાર મૂર્ખ જેવો અંજામ નહીં જુએ તો તેના માટે બીજા કયા અંજામની અપેક્ષા તમે રાખો છો?

(૨૭) દાવા સામે દલીલ રજૂ કર્યા પછી તરત જ આ વાકય શિખામણના રૂપમાં કહેવામાં આવ્યું છે અને આની સાથે જ આમાં એક શંકા પણ દૂર કરી દેવામાં આવી છે જે ઉપરોકત સચોટ વાત સાંભળીને કોઈ માણસના મનમાં ઊભી થઈ શકે છે. કોઈ માણસ આ પૂછી શકે કે જો વાત આ જ છે જેમકે આ આયતોમાં કહેવામાં આવી છે તો અહીં દરેક જુઠ્ઠો અને ખોટું કરનાર માણસ નાશ કેમ પામતો નથી? આનો જવાબ આ છે કે મુરખ, શું તું એમ સમજે છે કે તેને નાશ કરી દેવાનું અલ્લાહ માટે કોઈ મુશ્કેલ કામ છે? અથવા અલ્લાહ સાથે તેનો કોઈ સંબંધ છે કે તેના ખોટાં કામો છતાં અલ્લાહે માત્ર સગાવાદના કારણે તેને લાચાર થઈ ને છૂટ આપેલી હોય? જો વાત આ

وَ بَرَزُوْا لِلّٰهِ جَمِيْعًا فَقَالَ الضُّعَفٰٓؤُا لِلَّذِيْنَ اسْتَكْبَرُوْٓا اِنَّا
كُنَّا لَكُمْ تَبَعًا فَهَلْ اَنْتُمْ مُّغْنُوْنَ عَنَّا مِنْ عَذَابِ اللّٰهِ مِنْ
شَيْءٍ ؕ قَالُوْا لَوْ هَدٰىنَا اللّٰهُ لَهَدَيْنٰكُمْ ؕ سَوَآءٌ عَلَيْنَآ اَجَزِعْنَآ
اَمْ صَبَرْنَا مَا لَنَا مِنْ مَّحِيْصٍ ﴿٢١﴾ وَ قَالَ الشَّيْطٰنُ لَمَّا قُضِيَ الْاَمْرُ
اِنَّ اللّٰهَ وَعَدَكُمْ وَعْدَ الْحَقِّ وَ وَعَدْتُّكُمْ فَاَخْلَفْتُكُمْ ؕ وَ مَا كَانَ




**અને આ લોકો જ્યારે એકીસાથે અલ્લાહની સમક્ષ ઉઘાડાં પડશે[૨૮] ત્યારે એ વખતે આમાંથી જે દુનિયામાં નબળા હતાં તે તેમને જે મોટા બનેલા હતાં, કહેશે ''દુનિયામાં અમે તમારી પાછળ ચાલતા હતાં, હવે શું તમે અલ્લાહની સજાથી અમને બચાવવા માટે પણ કંઈ કરી શકો છો ?'' તેઓ જવાબ આપશે ''જો અલ્લાહે અમને છુટકારાનો કોઈ માર્ગ દેખાડ્યો હોત તો અમે ચોક્કસ તમને પણ દેખાડી દેત. હવે તો સરખું છે, ચાહે આપણે કલ્પાંત કરીએ કે ધીરજ રાખીએ, કોઈ પણ સંજોગોમાં આપણા બચવાનો કોઈ માર્ગ નથી.''[૨૯] (રુકૂઅ ૩)**

**અને જ્યારે ચુકાદો આપી દેવામાં આવશે ત્યારે શેતાન કહેશે ''હકીકત આ છે કે અલ્લાહે જે વાયદા તમારી સાથે કર્યા હતાં તે બધા જ સાચા હતાં અને મેં જેટલા વાયદા કર્યા તેમાંથી કોઈ પણ પૂરો ન કર્યો.[૩૦] મારૂં તમારી ઉપર કોઈ**

---

નથી, અને તું પોતે જાણે છે કે નથી, તો પછી તારે સમજવું જોઈએ કે કોઈ પણ જુલ્મી અને ખોટું કરનારી કોમ હંમેશાં એ ખતરામાં હોય છે કે તેને ખસેડી દેવામાં આવે અને તેની જગ્યાએ બીજી કોઈ કોમને કામ કરવાની તક આપી દેવામાં આવે. આ ખતરાને વ્યવહારમાં ઉદ્ભવવામાં જો વિલંબ થઈ રહ્યો હોય તો આ ગેરસમજના નશામાં મદમસ્ત ન થઈ જા કે કોઈ પણ જાતનું જોખમ છે જ નહીં. મહેતલની એક એક ક્ષણને ઉપયોગી જાણ અને તારી જુલ્મી વિચારસરણી અને અમલની વ્યવસ્થાની પોકળતાને સમજીને તેને જેમ બને તેમ જલ્દી મજબૂત આધારો ઉપર કાયમ કરી લે.

(૨૮) برزو નો અર્થ માત્ર નીકળીને સામે આવવાનો તથા રજૂ થવાનો જ નથી બલકે તેમાં જાહેર થવાનો અને ઉઘાડા પડવાનો અર્થ પણ સામેલ છે. એટલા જ માટે અમે આનો અનુવાદ ઉઘાડા થઈને સામે આવવું કર્યો છે. હકીકતની દૃષ્ટિએ તો માનવી હંમેશાં તેના માલિકની સામે બેનકાબ જ છે પરંતુ આખિરતમાં હાજરીના દિવસે જ્યારે એ તમામ લોકો અલ્લાહની અદાલતમાં હાજર થશે ત્યારે તેમને પોતાને પણ ખબર હશે કે અમે આ સૌથી મોટા હાકેમ અને કયામતના દિવસના માલિકની સામે સાવ ઉઘાડા છીએ, અમારું કોઈ કામ, બલકે કોઈ

لِيَ عَلَيْكُمْ مِّنْ سُلْطٰنٍ اِلَّآ اَنْ دَعَوْتُكُمْ فَاسْتَجَبْتُمْ لِيْ ۚ
فَلَا تَلُوْمُوْنِيْ وَ لُوْمُوْٓا اَنْفُسَكُمْ ۭ مَآ اَنَا بِمُصْرِخِكُمْ وَ مَآ اَنْتُمْ
بِمُصْرِخِيَّ ۭ اِنِّيْ كَفَرْتُ بِمَآ اَشْرَكْتُمُوْنِ مِنْ قَبْلُ ۭ

**જોર તો હતું નહીં, મેં આના સિવાય કંઈ ન કર્યું કે મારા રસ્તા તરફ તમને બોલાવ્યાં અને તમે મારું આમંત્રણ સ્વીકાર્યું,[૩૧] હવે મને દોષ ન આપો. તમારી જાતને જ ઠપકો આપો. અહીં ન તો હું તમારી મુશ્કેલી દૂર કરી શકું છું અને ન તો તમે મારી. આની પહેલાં જે તમે મને ખુદાઈમાં ભાગીદાર બનાવી રાખેલો હતો[૩૨] તેની જવાબદારીથી હું મુકત**

પણ વિચાર અને દિલના ખૂણામાં છુપાયેલો કોઈ ઇરાદો સુદ્ધાં, તેનાથી છુપાયેલો નથી.

(૨૯) આ એક ચેતવણી છે એ તમામ લોકો માટે કે જે દુનિયામાં આંખો મીંચીને બીજાંની પાછળ ચાલે છે અથવા પોતાની કમજોરીને દલીલ બનાવીને બળવાન જાલિમોનું આજ્ઞાપાલન કરે છે. તેમને જણાવવામાં આવી રહ્યું છે કે આજે જે તમારા લીડરો અને નેતાઓ તેમજ સત્તાધારી અને શાસકો બનેલાં છે કાલે આમાંથી કોઈ પણ તમને ખુદાની સજામાંથી જરા પણ બચાવી શકશે નહીં. એટલા માટે આજે જ વિચારી લો કે તમે જેની પાછળ ચાલી રહ્યાં છો અથવા જેના આદેશોને માની રહ્યાં છો તેઓ પોતે કયાં જઈ રહ્યાં છે અને તમને કયાં પહોંચાડશે.

(૩૦) એટલે કે તમારી ફરિયાદ એટલે સુધી તો બિલકુલ સાચી છે કે અલ્લાહ સાચો હતો અને હું જૂઠ્ઠો હતો. આ હકીકતનો હું કદાપિ ઇનકાર કરતો નથી. અલ્લાહના વાયદા અને તેની ધમકીઓ, તમે જોઈ જ રહ્યાં છો કે આમાંથી દરેક વાત અક્ષરશઃ સાચી નીકળી અને હું પોતે માનું છું કે જે ભરોસા મેં તમને આપ્યાં, જે લાભોની લાલચમાં તમને આપી, જે આકર્ષક અપેક્ષાઓની જાળમાં મેં તમને ફસાવ્યાં, અને સૌથી વધુ આ કે તમને આ વિશ્વાસ આપ્યો કે પહેલાં તો આખિરત-બાખિરત કંઈ છે જ નહીં, બધું ઉપજાવી કાઢેલું છે, અને જો હોય તો પણ ફલાણા મહાન માણસના સદકામાં તમે ચોખ્ખા બચી નીકળશો, બસ તેની સેવામાં ભેટ અને ચઢાવાની લાંચ રજૂ કરતાં રહો અને પછી મન ફાવે તેમ કરતાં ફરો, મોક્ષની જવાબદારી તેમની. આ તમામ વાતો જે હું તમને કહેતો રહ્યો તેમજ મારા એજન્ટોની મારફતે કહેવડાવતો રહ્યો, આ તમામ માત્ર ફરેબ હતો.

(૩૧) એટલે કે જો તમારી પાસે આવી કોઈ સાબિતી છે કે તમે પોતે તો સીધા રસ્તા ઉપર ચાલવા માગતા હતાં અને મેં બળજબરીપૂર્વક તમારો હાથ પકડીને તમને ખોટા રસ્તે ખેંચી લીધાં તો જરૂર તેને રજૂ કરો, જે ચોરની સજા એ મારી. પરંતુ તમે પોતે માનશો કે હકીકત આ નથી. મેં આનાથી વધારે કંઈ કર્યું નહીં કે સત્યના સંદેશની સામે મારો જૂઠનો સંદેશ તમારી સામે રજૂ કર્યો, સચ્ચાઈના મુકાબલે જૂઠની તરફ તમને બોલાવ્યાં, સદ્કાર્યની સામે દુરાચારની તરફ તમને સાદ આપ્યો. માનવા અને નહીં માનવાના તમામ અધિકારો તમારી જ પાસે હતાં. મારી પાસે તમને મજબૂર કરવાની કોઈ તાકાત ન હતી. હવે મારા આ બોલાવવાની જવાબદારી તો નિઃશંકપણે મારી જ છે અને તેની સજા પણ મેળવી રહ્યો છું. પરંતુ તમે આ સાંભળીને હા પાડી તેની જવાબદારી

إِنَّ الظّٰلِمِيْنَ لَهُمْ عَذَابٌ أَلِيْمٌ ﴿٢٢﴾ وَأُدْخِلَ الَّذِيْنَ اٰمَنُوْا وَ
عَمِلُوا الصّٰلِحٰتِ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْأَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا
بِإِذْنِ رَبِّهِمْ ۚ تَحِيَّتُهُمْ فِيْهَا سَلٰمٌ ﴿٢٣﴾ أَلَمْ تَرَ كَيْفَ ضَرَبَ اللّٰهُ

**છું, આવા જુલમીઓ માટે તો પીડાકારી સજા નક્કી જ છે.''**

**આનાથી વિરુદ્ધ જે લોકો દુનિયામાં ઈમાન લાવ્યાં છે અને જેમણે સત્કર્મો કર્યાં છે તેમને એવા બાગોમાં દાખલ કરવામાં આવશે જેની નીચે નદીઓ વહેતી હશે. ત્યાં તેઓ તેમના માલિકના હુકમથી હંમેશાં રહેશે અને ત્યાં તેમનું સ્વાગત સલામતીની મુબારકબાદી વડે થશે.[૩૩] શું તમે જોતાં નથી કે અલ્લાહે**

તમે મારી ઉપર કયાં નાખવા માગો છો, તમારી ખોટી પસંદગી અને તમારા અધિકારના ખોટા ઉપયોગની જવાબદારી તો તમારે જાતે જ ઊઠાવવી જોઈએ.

(૩૨) અહીં ફરીથી શ્રદ્ધામાં શિર્ક (શિર્કેએ'તિકાદી)ની સામે શિર્કનો એક મજબૂત પ્રકાર એટલે કે આચરણમાં શિર્ક (શિર્કેઅમલી)ના વજૂદનો એક પુરાવો મળે છે. આ તો સ્પષ્ટ છે કે શેતાનને શ્રદ્ધાની દૃષ્ટિએ તો કોઈ પણ ન તો ખુદાઈમાં ભાગીદાર ઠરાવે છે ન તો તેની પૂજા કરે છે. બધાં જ તેની ઉપર ધિક્કાર જ વરસાવે છે. અલબત્ત, તેનું આજ્ઞાપાલન અને ગુલામી તથા તેની પદ્ધતિનું આંધળું અથવા નજરે જોયા પછીનું અનુસરણ ચોક્કસ થઈ રહ્યું છે અને તેને જ અહીં શિર્ક શબ્દ વડે વ્યકત કરવામાં આવ્યો છે. શક્ય છે કે કોઈ માણસ જવાબમાં આ કહે કે આ તો શેતાનનું કથન છે જેને અલ્લાહતઆલાએ અત્રે નોંધ્યું છે. પરંતુ અમે કહીશું કે પહેલાં તો તેના કથનનું ખંડન અલ્લાહતઆલા પોતે કરી દેત જો તે ખોટો હોત. બીજું, આચરણમાં શિર્કનો આ જ એક માત્ર પુરાવો કુર્આનમાં નથી બલકે તેના અનેક પુરાવા અગાઉની સૂરઃઓમાં આવી ગયાં છે અને આગળ આવી રહ્યાં છે. દા.ત. યહૂદીઓ અને ખ્રિસ્તીઓ ઉપરનો આરોપ કે તેઓ તેમના વિદ્વાનો અને સંન્યાસીઓને અલ્લાહ સિવાયના માલિકો બનાવી બેઠાં છે (સૂરઃ તૌબા, આયત ૩૧). અજ્ઞાનતાના રિવાજો ઉપજાવી કાઢનારા લોકો વિષે આ કહેવું કે તેમના અનુયાયીઓએ તેમને ખુદાના ભાગીદાર બનાવી દીધાં છે (સૂરઃ અન્આમ, આયત ૧૩૭). મનની ઇચ્છાઓની ગુલામી કરનારા લોકો વિષે આ કહેવું કે તેમણે તેમની મનની ઇચ્છાઓને ખુદા બનાવી લીધી છે (સૂરઃ ફુર્કાન, આયત ૪૩). નાફરમાન લોકો વિષે આ કહેવું કે તેઓ શેતાનની ઇબાદત કરી રહ્યાં છે (સૂરઃ યાસીન, આયત ૬૦). માનવરચિત કાયદાઓ ઉપર ચાલનારા લોકોને આ શબ્દોમાં ઠપકો આપવો કે ખુદાની પરવાનગી વિના જે લોકોએ તમારા માટે કાયદો બનાવ્યો છે તેઓ તમારા ''શરીક'' (ભાગીદાર) છે (સૂરઃ શૂરા, આયત ૨૧). આ બધાં શું આ જ શિર્કેઅમલીના ઉદાહરણો નથી જેનો અહીં ઉલ્લેખ થઈ રહ્યો છે? આ ઉદાહરણો ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે શિર્કનો માત્ર આ જ એક પ્રકાર નથી કે કોઈ માણસ શ્રદ્ધાપૂર્વક અલ્લાહ સિવાયની કોઈ હસ્તીને ખુદાઈમાં ભાગીદાર ઠરાવે. તેનો બીજો પ્રકાર આ પણ છે કે તે

مَثَلًا كَلِمَةً طَيِّبَةً كَشَجَرَةٍ طَيِّبَةٍ اَصْلُهَا ثَابِتٌ وَّ فَرْعُهَا
فِى السَّمَآءِ ۝٢٤ تُؤْتِىْٓ اُكُلَهَا كُلَّ حِيْنٍۢ بِاِذْنِ رَبِّهَا ؕ وَ يَضْرِبُ اللّٰهُ
الْاَمْثَالَ لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ۝٢٥ وَ مَثَلُ كَلِمَةٍ خَبِيْثَةٍ

**કલ્મએતૈયિબહનું[૩૪] કઈ વસ્તુ વડે ઉદાહરણ આપ્યું છે ? આનું ઉદાહરણ આવું છે કે એક ઊંચી જાતનું વૃક્ષ, જેનું મૂળ જમીનમાં ઊંડે સુધી જામેલું છે અને ડાળો આકાશ સુધી પહોંચેલી છે,[૩૫] દરેક પળે તે તેના માલિકના હુકમથી તેના ફળ આપી રહ્યું છે.[૩૬] આ ઉદાહરણો અલ્લાહ એટલા માટે આપે છે કે લોકો આમાંથી બોધ ગ્રહણ કરે. અને કલ્મએખબીસાનું[૩૭] ઉદાહરણ**

ખુદાઈ પ્રમાણ વિના અથવા ખુદાઈ આદેશોની વિરૂદ્ધ, તેનું અનુસરણ અને આજ્ઞાપાલન કરતો રહે. આવો અનુસરણ કરનાર અને આજ્ઞાપાલક જો તેના આગેવાન તથા આજ્ઞા આપનાર ઉપર લાનત મોકલીને પણ અમલી રીતે આ વલણ અપનાવી રહ્યો હોય તો કુર્આનની રૂએ તે તેને ખુદાઈમાં ભાગીદાર બનાવી રહ્યો છે, ભલે કાનૂનમાં તેનો હુકમ બિલકુલ એ જ ન હોય જે શ્રદ્ધામાં શિર્ક કરનારાઓનો છે. (વધુ વિગતો માટે જુઓ, સૂરઃ અન્આમ, નોંધ ક્રમાંક ૮૭ અને ૧૦૭, સૂરઃ કહફ, નોંધ ક્રમાંક ૫૦)

(૩૩) تَحِيَّة નો શબ્દકોશીય અર્થ લાંબી ઉંમર માટેની દુઆ છે. પરંતુ રૂઢિપ્રયોગમાં અરબી ભાષામાં આ શબ્દ સ્વાગતના બોલ અથવા આવકાર આપવા માટે બોલવામાં આવે છે જે લોકો એકબીજાની સામે આવતાં સૌથી પહેલાં એકબીજાને કહે છે. ઉર્દૂ ભાષામાં આનો સમાનાર્થી શબ્દ કાં તો ''સલામ'' છે અથવા પછી અલૈક સલૈક. પરંતુ પહેલો શબ્દ વાપરવાથી યોગ્ય ભાષાંતર થતું નથી અને બીજો શબ્દ હલકી કક્ષાનો છે તેથી અમે આનો અનુવાદ ''સ્વાગત'' કર્યો છે.

تَحِيَّتُهُمْ નો અર્થ આ પણ થઈ શકે છે કે તેમની વચ્ચે એકબીજાના સ્વાગતની રીત આ હશે, અને આ અર્થ પણ થઈ શકે છે કે તેમનું સ્વાગત આ રીતે કરવામાં આવશે. બીજું سَلٰمٌ સલામુનમાં સલામતી માટેની દુઆનો અર્થ પણ છે અને સલામતીના અભિનંદનનો પણ. અમે સંદર્ભને ધ્યાનમાં રાખીને એ અર્થ અપનાવ્યો છે જે, ભાષાંતરમાં નોંધ્યો છે.

(૩૪) ''કલ્મએતૈયિબહ''નો શાબ્દિક અર્થ તો પાક વાત છે, પરંતુ આનો મતલબ એ સત્યવચન અને સ્વસ્થ અકીદો છે જે સંપૂર્ણપણે હકીકત અને સચ્ચાઈ ઉપર આધારિત હોય. આ કથન અને અકીદો કુર્આનમજીદની રૂએ અનિવાર્યપણે એ જ હોઈ શકે છે જેમાં તૌહીદનો એકરાર, નબીઓ અને આકાશી ગ્રંથોનો એકરાર અને આખિરતનો એકરાર હોય કેમ કે કુર્આન આ જ વાતોને પાયાની સચ્ચાઈઓના રૂપમાં રજૂ કરે છે.

(૩૫) બીજા શબ્દોમાં આનો અર્થ આ છે કે ધરતીથી માંડીને આકાશ સુધી કેમ કે સમસ્ત સૃષ્ટિતંત્ર એ જ હકીકત ઉપર આધારિત છે જેનો એકરાર એક મોમિન પોતાના કલ્મએતૈયિબહમાં કરે છે, એટલા માટે કોઈ પણ

كَشَجَرَةٍ خَبِيْثَةِ ِۨاجْتُثَّتْ مِنْ فَوْقِ الْاَرْضِ مَا لَهَا مِنْ قَرَارٍ ۝٢٦

**એ નીચી જાતના વૃક્ષ જેવું છે જે જમીનની સપાટી ઉપરથી ઉખેડીને ફેંકી દેવામાં આવે છે, તેના માટે કોઈ સ્થિરતા નથી.[૩૮]**

ઠેકાણે તે પ્રકૃતિના નિયમ સાથે ટકરાતો નથી, કોઈ પણ વસ્તુનું મૂળ અને પ્રકૃતિ તેનો ઇનકાર કરતી નથી, કયાંય કોઈ હકીકત અને સચ્ચાઈ તેની સામે ટકરાતાં નથી. એટલા જ માટે ધરતી અને તેની સમગ્ર વ્યવસ્થા તેની સાથે સહયોગ કરે છે, અને આકાશ અને તેની સમસ્ત દુનિયા તેનું સ્વાગત કરે છે.

(૩૬) એટલે કે તે એક એવો ફળદાયી અને પરિણામદાયક કલમો છે કે જે માણસ અથવા કોમ આને આધાર બનાવીને પોતાના જીવનની વ્યવસ્થા તેની ઉપર રચે, તેને હરપળે તેના ફાયદાકારક પરિણામો મળતાં રહે છે. તે વિચારમાં અસંદિગ્ધતા, પ્રકૃતિમાં સલામતી, સ્વભાવમાં સતુંલન, ચારિત્ર્યમાં દ્રઢતા, નૈતિકતામાં શુદ્ધતા, આત્મામાં સૌંદર્ય, શરીરમાં ચોખ્ખાઈ અને સ્વચ્છતા, વર્તનમાં મિલનસારી, વ્યવહારમાં સચ્ચાઈ, વાતચીતમાં સત્યનિષ્ઠા, વાયદા અને વચનમાં પાકાપણું, સામાજિક જીવનમાં સદ્‌વ્યવહાર, સભ્યતામાં શ્રેષ્ઠતા, સંસ્કૃતિમાં સતુંલન, આર્થિક જીવનમાં ન્યાય અને સમાનતા, રાજનીતિમાં પ્રમાણિકતા, યુદ્ધમાં સજ્જનતા, સુલેહ-સંધિમાં નિખાલસતા અને વચનપાલનમાં વિશ્વસનીયતા પેદા કરે છે. તે એક એવું પારસમણિ છે કે કોઈ જો તેની અસર સાચી રીતે ગ્રહણ કરે તો તે કુંદન બની જાય.

(૩૭) આ શબ્દ કલ્મએતૈયિબહનો વિરૂદ્ધાર્થી છે જેનો ઉપયોગ કોઈ પણ સત્યથી વિરૂદ્ધ અને જૂઠ ઉપર આધારિત કોઈ પણ કથન માટે થઈ શકે છે. પરંતુ અહીં તેનો અર્થ એ દરેક જુઠ્ઠી માન્યતા છે જેને માનવી તેની જીવનની વ્યવસ્થાનો આધાર બનાવે, ભલે પછી તે ભૌતિકવાદ હોય, નાસ્તિકતા હોય, શિર્ક અને મૂર્તિપૂજા હોય અથવા બીજો કોઈ એવો ખ્યાલ હોય જે નબીઓના માધ્યમ મારફતે આવ્યો ન હોય.

(૩૮) બીજા શબ્દોમાં આનો અર્થ આ થયો કે ખોટી માન્યતા હકીકતની વિરૂદ્ધ હોઈ પ્રકૃતિનો કાનૂન કોઈ પણ જગ્યાએ તેની સાથે મેળ ખાતો નથી. સૃષ્ટિનું દરેક કણ તેને ખોટી ઠરાવે છે. ધરતી અને આકાશની દરેક વસ્તુ તેનું ખંડન કરે છે. ધરતીમાં તેનું બીજ વાવવાનો પ્રયાસ કરવામાં આવે તો હંમેશાં તે તેને બહાર ફેંકી દેવા માટે તત્પર રહે છે. આકાશની તરફ તેની ડાળીઓ વધવા માગે તો તે તેમને નીચે ધકેલી દે છે. માનવીને જો પરીક્ષા લેવા માટે પસંદગીની સ્વતંત્રતા અને અમલ કરવાની મહેતલ આપવામાં આવી ન હોત તો આ નીચી જાતનું વૃક્ષ કયાંય ઊગવા પામત નહીં પરંતુ કેમ કે અલ્લાહતઆલાએ માનવીને પોતાના વલણો પ્રમાણે કામ કરવાની તક આપી છે તેથી જે મૂર્ખ લોકો પ્રકૃતિના નિયમ સાથે લડાઈ વહોરીને આ વૃક્ષ ઊગાડવાનો પ્રયાસ કરે છે તેમના જોર મારવાથી ધરતી તેને થોડી ઘણી જગ્યા આપી દે છે, હવા-પાણી દ્વારા થોડો ઘણો ખોરાક પણ તેને મળી જાય છે, અને વાતાવરણ પણ તેની ડાળીઓને ફેલાવવા માટે કમને થોડીક જગ્યા આપવા માટે તૈયાર થઈ જાય છે પરંતુ જયાં સુધી આ વૃક્ષ ટકે છે ત્યાં સુધી કડવા, સ્વાદ વિનાના અને ઝેરીલા ફળ આપતું રહે છે, અને સંજોગો બદલાતાં જ ઘટનાઓનો એક ઝાટકો તેને મૂળમાંથી ઊખાડી ફેંકે છે.

કલ્મએતૈયિબહ અને કલ્માતેખબીસહના તફાવતને એ દરેક માણસ સહેલાઈથી સમજી શકે છે જે દુનિયાના ધાર્મિક, નૈતિક, વૈચારિક અને સાંસ્કૃતિક ઇતિહાસનો અભ્યાસ કરે. તે જોશે કે ઇતિહાસના આરંભથી




يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِی الْحَيٰوةِ الدُّنْيَا وَ فِی الْاٰخِرَةِ ۚ وَ يُضِلُّ اللّٰهُ الظّٰلِمِيْنَ ۙ قف وَ يَفْعَلُ اللّٰهُ مَا يَشَآءُ ۟ ؏ ﴿٢٧﴾

**ઈમાન લાવનારાઓને અલ્લાહ એક મજબૂત વચનના આધારે દુનિયા અને આખિરત, બન્નેમાં મક્કમતા આપે છે,[૩૯] અને જુલમીઓને અલ્લાહ ભટકાવી દે છે.[૪૦] અલ્લાહને અધિકાર છે કે જે ઈચ્છે કરે. (રુકુઅ ૪)**

આજ સુધી કલ્મએતૈયિબહ તો એક જ રહ્યો છે, પરંતુ કલ્માતેખબીસહ અસંખ્ય પેદા થઈ ગયાં છે. કલ્મએતૈયિબહને કયારેય મૂળમાંથી ઉખેડી ન શકાયો પરંતુ કલ્માતેખબીસહની યાદી હજારો મૃત કલ્માઓના નામોથી ભરેલી પડી છે. એટલે સુધી કે એમાંના મોટા ભાગની હાલત આ છે કે આજે ઇતિહાસના પાના સિવાય કયાંય તેમનું નામ-નિશાન જોવા મળતું નથી, તેમના વખતમાં જે કલમાઓનું ખૂબ જોર રહ્યું હતું, આજે તેમનો ઉલ્લેખ કરવામાં આવે છે ત્યારે લોકો નવાઈ પામે છે કે શું માનવી કોઈ વખત આવી આવી મૂર્ખામીઓમાં પણ માનનાર રહ્યો છે.

પછી કલ્મએતૈયિબહને જયારે, જયાં જે માણસ અથવા તો કોમે પણ સાચા અર્થમાં અપનાવ્યો ત્યારે ત્યાં તેની સુગંધથી તેનું વાતાવરણ મઘમઘી ઊઠયું અને તેના ફાયદાઓથી માત્ર એ જ માણસ અથવા કોમે લાભ ઊઠાવ્યો નહીં બલકે તેની આસપાસની દુનિયા પણ તેનાથી માલામાલ થઈ ગઈ પરંતુ કોઈ કલ્મએખબીસાએ જયાં કોઈના વ્યકિતગત અથવા તો સામાજિક જીવનમાં પણ મૂળિયાં નાખી દીધાં ત્યાં તેની દુર્ગંધથી સમગ્ર વાતાવરણ ગંધાઈ ઊઠયું અને તેના કાંટાના શૂળથી ન તો તેનો માનનારો સલામત રહ્યો ન તો બીજો કોઈ માણસ જેને તેનો પનારો પડયો હોય.

આ વિષયના અનુસંધાનમાં આ પણ સમજી લેવું જોઈએ કે અહીં ઉદાહરણના રૂપમાં એ જ વિષયને સમજાવવામાં આવ્યો છે જે ઉપરની ૧૮મી આયતમાં આવી રીતે વર્ણવવામાં આવ્યો હતો "પોતાના માલિક સાથે કુફ્ર કરનારાઓના કર્મોનું ઉદાહરણ એ રાખ જેવું છે જેને એક તોફાની દિવસની આંધીએ ઊડાવી દીધી હોય." અને આ જ વિષય આની પહેલાં સૂરઃ રઅ્દની ૧૭મી આયતમાં એક બીજી રીતે પૂર અને ઓગાળેલી ધાતુઓના ઉદાહરણના રૂપમાં વર્ણવવામાં આવેલો છે.

(૩૯) એટલે કે દુનિયામાં તેમને આ કલમાના કારણે એક મજબૂત દૃષ્ટિબિંદુ, એક સર્વગ્રાહી વિચારસરણી, અને સર્વગ્રાહી દૃષ્ટિ મળે છે જે કોઈ પણ મડાગાંઠને ઉકેલવા માટે તથા કોઈ પણ ગૂંચને ખોલવા માટે ગુરૂચાવી તરીકે કામ આપે છે, ચારિત્ર્યની દ્રઢતા અને નૈતિકતાની મજબૂતી પ્રાપ્ત થાય છે જેને દુનિયાની મુસીબતો ડગાવી શકતી નથી. જીવનના એવાં નક્કર સિદ્ધાંતો મળે છે જે એક તરફ તેના હૃદયને શાંતિ તથા મગજને સંતોષ આપે છે અને બીજી તરફ આ જ પ્રવૃત્તિઓના માર્ગમાં ભટકવાથી, ઠોકરો ખાવાથી અને અસ્થિરથવાથી બચાવે છે. પછી જયારે તે મોતની સીમા ઓળંગીને આખિરતની દુનિયાની સરહદમાં પગ મૂકે છે ત્યારે ત્યાં કોઈ પણ પ્રકારની પરેશાની કે વ્યાકુળતા તેમને થતી નથી કેમ કે ત્યાં બધું જ તેમની અપેક્ષાને અનુરૂપ

اَلَمۡ تَرَ اِلَى الَّذِيۡنَ بَدَّلُوۡا نِعۡمَتَ اللّٰهِ كُفۡرًا وَّ اَحَلُّوۡا قَوۡمَهُمۡ دَارَ
الۡبَوَارِ ۙ‏ ﴿۲۸﴾ جَهَنَّمَ ۚ يَصۡلَوۡنَهَا ؕ وَبِئۡسَ الۡقَرَارُ‏ ﴿۲۹﴾ وَجَعَلُوۡا لِلّٰهِ اَنۡدَادًا
لِّيُضِلُّوۡا عَنۡ سَبِيۡلِهٖ ؕ قُلۡ تَمَتَّعُوۡا فَاِنَّ مَصِيۡرَكُمۡ اِلَى النَّارِ‏ ﴿۳۰﴾
قُلْ لِّعِبَادِىَ الَّذِيۡنَ اٰمَنُوۡا يُقِيۡمُوا الصَّلٰوةَ وَيُنۡفِقُوۡا مِمَّا رَزَقۡنٰهُمۡ
سِرًّا وَّعَلَانِيَةً مِّنۡ قَبۡلِ اَنۡ يَّاۡتِىَ يَوۡمٌ لَّا بَيۡعٌ فِيۡهِ وَلَا خِلٰلٌ‏ ﴿۳۱﴾
اَللّٰهُ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَاَنۡزَلَ مِنَ السَّمَآءِ مَآءً

**તમે જોયાં એ લોકોને જેમણે અલ્લાહની નિયામત મેળવી અને તેને નિયામતના અપકારમાં બદલી નાખી અને (તેમની સાથે) તેમની કોમને પણ વિનાશના ઘરમાં ઝોકી દીધી — અર્થાત જહન્નમ, જેમાં તેઓ દઝાડવામાં આવશે અને તે સૌથી ખરાબ આરામગૃહ છે — અને અલ્લાહના કેટલાંક સમકક્ષ નક્કી કરી લીધાં કે જેથી તે તેમને અલ્લાહના માર્ગથી ભટકાવી દે. આમને કહો, સારૂં, કરી લો મઝા, છેવટે તમારે પાછા ફરીને જવાનું તો દોજખમાં જ છે.**

**હે નબી, મારા જે બંદા ઈમાન લાવ્યાં છે તેમને કહી દો કે નમાઝ કાયમ કરે અને જે કંઈ અમે તેમને આપેલું છે તેમાંથી જાહેરમાં અને છૂપી રીતે (ભલાઈના રસ્તામાં) ખર્ચ કરે[૪૧] એ પહેલાં કે એ દિવસ આવે જેમાં ન તો ખરીદ-વેચાણ થશે અને ન તો દોસ્તદારી નિભાવી શકાશે.[૪૨]**

**અલ્લાહ તે જ તો છે[૪૩] જેણે ધરતી અને આકાશોને સર્જયાં અને આકાશમાંથી પાણી વરસાવ્યું, પછી**

હોય છે. તેઓ એ દુનિયામાં એવી રીતે પ્રવેશ કરે છે જાણે તેની રીતરસમથી તેઓ પહેલાંથી વાકેફ હતાં. ત્યાં કોઈ તબક્કો એવો સામે આવતો નથી જેની તેમને પહેલાંથી ખબર આપી દેવામાં આવી ન હોય અને જેના માટે તેમણે આગોતરી તૈયારી કરેલી ન હોય. એટલા માટે ત્યાં દરેક મજલમાંથી તેઓ દ્રઢતાપૂર્વક પસાર થાય છે. તેમની હાલત ત્યાં એ કાફિર કરતાં તદ્દન ભિન્ન હોય છે જેને મરતાંની સાથે જ તેની અપેક્ષાઓથી સાવ વિરૂદ્ધ એક બીજી જ પરિસ્થિતિનો અચાનક ભેટો થાય છે.

(૪૦) એટલે કે જે દુષ્ટ લોકો કલ્મએતૈયિબહને છોડીને કોઈ કલ્મએખબીસાનું અનુસરણ કરે છે, અલ્લાહતઆલા તેમના મગજને વેરવિખેર અને તેમની મહેનતોને નકામી બનાવી દે છે. તે કોઈ પણ રીતે આચરણ કે વિચારનો સાચો માર્ગ મેળવી શકતાં નથી. તેમનું કોઈ તીર પણ લક્ષ્ય ને સાધતું નથી.

فَاَخْرَجَ بِهٖ مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ ۚ وَسَخَّرَ لَكُمُ الْفُلْكَ لِتَجْرِیَ
فِی الْبَحْرِ بِاَمْرِهٖ ۚ وَسَخَّرَ لَكُمُ الْاَنْهٰرَ ﴿۳۲﴾ وَسَخَّرَ لَكُمُ الشَّمْسَ وَ
الْقَمَرَ دَآئِبَیْنِ ۚ وَسَخَّرَ لَكُمُ الَّیْلَ وَالنَّهَارَ ﴿۳۳﴾ وَاٰتٰىكُمْ مِّنْ كُلِّ مَا
سَاَلْتُمُوْهُ ؕ وَاِنْ تَعُدُّوْا نِعْمَتَ اللّٰهِ لَا تُحْصُوْهَا ؕ اِنَّ الْاِنْسَانَ
રુકૂઅ ૫ لَظَلُوْمٌ كَفَّارٌ ﴿۳۴﴾ وَاِذْ قَالَ اِبْرٰهِیْمُ رَبِّ اجْعَلْ هٰذَا الْبَلَدَ اٰمِنًا وَّ

**તેના વડે તમારી રોજી પહોંચાડવા માટે વિવિધ પ્રકારના ફળ પેદા કર્યા. જેણે હોડીને તમારા માટે કામે લગાડી કે સમુદ્રમાં તેના હુકમથી ચાલે અને નદીઓને તમારી સેવા માટે કામે લગાડી. જેણે સૂર્ય અને ચંદ્રને તમારા માટે કામે લગાડ્યાં કે સતત ચાલી રહ્યાં છે અને રાત અને દિવસને તમારા માટે કામે લગાડ્યાં.[૪૪] જેણે તમને એ બધું જ આપ્યું જે તમે માગ્યું.[૪૫] જો તમે અલ્લાહની નિયામતોની ગણતરી કરવા માગો તો કરી શકતાં નથી. હકીકતમાં મનુષ્ય ઘણો જ અન્યાયી અને અપકારી છે. (રુકૂઅ ૫)**

**યાદ કરો એ સમય જ્યારે ઈબ્રાહીમે દુઆ કરી હતી[૪૬] કે "પાલનહાર, આ શહેરને[૪૭] શાંતિનું શહેર બનાવ અને**

(૪૧) આનો અર્થ આ છે કે ઈમાન ધરાવનારા લોકોનો વ્યવહાર કાફિરોના વ્યવહાર કરતાં ભિન્ન હોવો જોઈએ. એ લોકો નિયામતો બદલ અપકાર કરનારાં છે. તેમણે આભારી બનવું જોઈએ. અને આ આભાર વ્યકત કરવાનું અમલી રૂપ આ છે કે તેઓ નમાઝની સ્થાપના કરે અને ખુદાના માર્ગમાં તેમનો માલ ખર્ચે.

(૪૨) એટલે કે ન તો ત્યાં કંઈ આપ-લે કરીને મોક્ષ ખરીદી શકાશે ન તો કોઈની મિત્રતા જ કામ આવશે કે તે તમને ખુદાની પકડમાંથી બચાવી લે.

(૪૩) એટલે કે એ અલ્લાહ કે જેની નિયામતોનો ઇનકાર કરવામાં આવી રહ્યો છે, જેની બંદગી અને આજ્ઞાપાલનથી મોઢું ફેરવવામાં આવી રહ્યું છે, જેની સાથે જબરજસ્તીના ભાગીદારો ઠરાવવામાં આવી રહ્યાં છે, તે એ જ તો છે જેના આવાં આવાં ઉપકારો છે.

(૪૪) "તમારા માટે કામે લગાડયાં" ને સામાન્ય રીતે લોકો ભૂલથી "તમારા તાબે કરી દીધાં" ના અર્થમાં લે છે, અને પછી આ વિષય અંગેની આયતોમાંથી જાત જાતના અર્થ કાઢવા માંડે છે. એટલે સુધી કે કેટલાક લોકો તો એમ પણ માની બેઠાં છે કે આ આયતની રૂએ માનવીનો અંતિમ ધ્યેય આકાશો અને ધરતીને પોતાના તાબા હેઠળ લાવવાનો છે. જો કે માનવી માટે આ વસ્તુઓને કામે લગાડવાનો અર્થ આના સિવાય કંઈ નથી કે અલ્લાહતઆલાએ તેમને એવા નિયમોથી બાંધી રાખ્યાં છે કે જેના કારણે તેઓ માનવી માટે ફાયદાકારક

اجْنُبْنِي وَبَنِيَّ أَن نَّعْبُدَ الْأَصْنَامَ ﴿٣٥﴾ رَبِّ إِنَّهُنَّ أَضْلَلْنَ
كَثِيرًا مِّنَ النَّاسِ ۖ فَمَن تَبِعَنِي فَإِنَّهُ مِنِّي ۖ وَمَنْ عَصَانِي
فَإِنَّكَ غَفُورٌ رَّحِيمٌ ﴿٣٦﴾ رَّبَّنَا إِنِّي أَسْكَنتُ مِن ذُرِّيَّتِي بِوَادٍ

**મને તથા મારી સંતાનને મૂર્તિપૂજાથી બચાવ. પાલનહાર, આ મૂર્તિઓએ અનેકોને ગુમરાહીમાં નાખ્યાં છે[૪૮] (શક્ય છે કે મારી સંતાનને પણ આ ગુમરાહ કરી દે, એટલા માટે તેમનામાંથી) જે મારી રીત ઉપર ચાલે તે મારો છે અને જે મારી વિરુદ્ધ રીત અપનાવે તો નિઃશંક તું માફ કરનાર મહેરબાન છે.[૪૯] પાલનહાર, મેં એક નિર્જળ અને સૂકા ખીણ પ્રદેશમાં**

થઈ ગયાં છે. હોડી જો પ્રકૃતિના કેટલાક ખાસ નિયમોથી બંધાયેલી ન હોત તો માનવી કયારેય દરિયાઈ સફર ખેડી ન શકત. નદીઓ જો ખાસ નિયમોથી બંધાયેલી ન હોત તો કયારેય તેમાંથી નહેરો કાઢી શકાઈ ન હોત. સૂર્ય-ચંદ્ર અને રાત-દિવસ જો નિયમોમાં કસાયેલાં ન હોત તો અહીં જીવન જ શક્ય ન હોત, આ વાત તો દૂર રહી કે વિકસતી માનવ સંસ્કૃતિ અસ્તિત્વમાં આવી શકત.

(૪૫) એટલે કે તમારી પ્રકૃતિની દરેક માગણી પૂરી કરી, તમારા જીવન માટે જે જે જરૂરી હતું તે પૂરું પાડયું, તમને ટકાવી રાખવા અને વિકસાવવા માટે જે જે સાધનોની જરૂરિયાત હતી તે તમામ પૂરાં પાડી દીધાં.

(૪૬) સાર્વજનિક ઉપકારોનો ઉલ્લેખ કર્યા પછી હવે એ વિશિષ્ટ ઉપકારોનો ઉલ્લેખ કરવામાં આવી રહ્યો છે જે અલ્લાહતઆલાએ કુરૈશ ઉપર કર્યા હતાં. અને આની સાથે એ પણ જણાવવામાં આવી રહ્યું છે કે તમારા પિતા ઈબ્રાહીમ અ.સ.એ તમને અહીં લાવીને કઈ આશાઓ સાથે વસાવ્યા હતાં, તેની દુઆઓના જવાબમાં અમે કેવાં કેવાં ઉપકારો તમારી ઉપર કર્યાં અને હવે તમે તમારા બાપની આશાઓ અને તમારા માલિકના ઉપકારોનો જવાબ કઈ ગુમરાહીઓ અને દુષ્કર્મો વડે આપી રહ્યાં છો.

(૪૭) એટલે કે મક્કા.

(૪૮) એટલે કે ખુદાથી ફેરવીને પોતાના મોહિત કરી દીધાં છે. આ ઉદાહરણરૂપ વર્ણન છે. મૂર્તિઓ કેમ કે પુષ્કળ લોકો માટે ગુમરાહીનું કારણ બની છે એટલા માટે ગુમરાહ કરવાના આ કૃત્યને તેમના નામે ચઢાવી દેવામાં આવ્યું છે.

(૪૯) આ હઝરત ઈબ્રાહીમ અ.સ.ની પૂર્ણકક્ષાની નરમદિલી અને માનવજાતની હાલત પ્રત્યેની અત્યંત દયાળુતા છે કે તેઓ કોઈ પણ સંજોગોમાં મનુષ્યને ખુદાના પ્રકોપમાં સપડાતો જોઈ શકતાં નથી બલકે છેલ્લી ઘડી સુધી માફી અને દરગુજર માટે પ્રાર્થના કરતાં રહે છે. રોજીની બાબતમાં તો તેમણે આટલે સુધી કહેવામાં પણ સંકોચ ન કર્યો કે وَارْزُقْ أَهْلَهُ مِنَ الثَّمَرَاتِ مَنْ آمَنَ مِنْهُم بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ (સૂરઃ બકરહ, આયત ૧૨૬). પરંતુ જયાં આખિરતની પકડનો સવાલ આવ્યો ત્યાં તેમના મોઢેથી આ ન નીકળ્યું કે જે મારી રીતથી વિરૂદ્ધ ચાલે તેને સજા આપી દેજો, બલકે બોલ્યાં તો આ જ બોલ્યાં કે ‘‘તેમની બાબતમાં હું શું કહું, તું તો માફ કરનાર અને

غَيْرِ ذِىْ زَرْعٍ عِنْدَ بَيْتِكَ الْمُحَرَّمِ ۙ رَبَّنَا لِيُقِيْمُوا الصَّلٰوةَ
فَاجْعَلْ اَفْـِٕدَةً مِّنَ النَّاسِ تَهْوِىْٓ اِلَيْهِمْ وَارْزُقْهُمْ مِّنَ
الثَّمَرٰتِ لَعَلَّهُمْ يَشْكُرُوْنَ ۝٣٧ رَبَّنَآ اِنَّكَ تَعْلَمُ مَا نُخْفِىْ وَمَا نُعْلِنُ ؕ
وَمَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْ شَىْءٍ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ ۝٣٨ اَلْحَمْدُ
لِلّٰهِ الَّذِىْ وَهَبَ لِىْ عَلَى الْكِبَرِ اِسْمٰعِيْلَ وَاِسْحٰقَ ؕ اِنَّ رَبِّىْ لَسَمِيْعُ
الدُّعَآءِ ۝٣٩ رَبِّ اجْعَلْنِىْ مُقِيْمَ الصَّلٰوةِ وَمِنْ ذُرِّيَّتِىْ ۖۗ رَبَّنَا

---

**મારી સંતાનના એક ભાગને તારા આદરણીય ઘર પાસે લાવીને વસાવ્યો છે. પાલનહાર, આ મેં એટલા માટે કર્યું છે કે આ લોકો અહીં નમાઝ કાયમ કરે, તેથી તું લોકોના દિલોને આમના ચાહનારા બનાવ અને આમને ખાવા માટે ફળ આપ,[૫૦] કદાચ આ લોકો આભારી બને. પાલનહાર, તું જાણે છે જે કંઈ અમે છુપાવીએ છીએ અને જે કંઈ જાહેર કરીએ છીએ.''[૫૧] —— અને[૫૨] હકીકતમાં અલ્લાહથી કંઈ પણ છુપાયેલું નથી, ન તો ધરતીમાં ન તો આકાશોમાં —— ''આભાર એ અલ્લાહનો જેણે મને આ ઘડપણમાં ઈસ્માઈલ અને ઈસ્હાક જેવાં પુત્રો આપ્યાં, હકીકત આ છે કે મારો માલિક ચોક્કસપણે દુઆ સાંભળે છે. હે મારા પાલનહાર, મને નમાઝ કાયમ કરનાર બનાવ અને મારી સંતાનમાંથી પણ (એવા લોકો પેદા કર જે આ કામ કરે). હે પાલનહાર,**

---

દયાળુ છે.'' અને આ માત્ર તેમની જ સંતાનની સાથે આવી દયા અને મહેરબાનીની મૂર્તિ સમા માનવીનું ખાસ વર્તન નથી, બલકે જ્યારે ફરિશ્તાઓ લૂતની કોમ જેવી બદચલન કોમનો નાશ કરવા માટે જઈ રહ્યા હતાં ત્યારે પણ અલ્લાહતઆલા ખૂબ જ પ્રેમભરી શૈલીમાં કહે છે કે ''ઇબ્રાહીમ અમારી સાથે ઝઘડવા લાગ્યો.'' (સૂરઃ હૂદ, આયત ૭૪). આ જ હાલત હઝરત ઈસા અ.સ.ની છે જ્યારે અલ્લાહતઆલા તેમની સામે જ ખ્રિસ્તીઓની માર્ગ ભ્રષ્ટતા પુરવાર કરી દે છે ત્યારે તેઓ કહે છે ''જો આપ આમને સજા આપો તો આ લોકો આપના બંદા છે અને જો માફ કરી દો તો આપ સર્વોચ્ચ અને ડહાપણવાળા છો.'' (સૂરઃ માઈદહ, આયત ૧૧૮)

(૫૦) આ એ જ દુઆની બરકત છે કે પહેલાં સમસ્ત અરબસ્તાન મક્કા તરફ હજજ અને ઉમરહ કરવા માટે ખેંચાઈને આવતું હતું અને હવે દુનિયાભરમાંથી લોકો ખેંચાઈને ત્યાં જાય છે. અને આ પણ એ જ દુઆની બરકત છે કે દરેક જમાનામાં દરેક જાતના ફળ, અનાજ અને બીજી ખાવા-પીવાની વસ્તુઓ ત્યાં પહોંચતી રહે છે, જો કે આ સૂકા પ્રદેશમાં પશુઓ માટે ઘાસચારો પણ પેદા થતો નથી.




وَتَقَبَّلْ دُعَآءِ ﴿٤٠﴾ رَبَّنَا اغْفِرْ لِي وَلِوَالِدَيَّ وَلِلْمُؤْمِنِينَ يَوْمَ
يَقُومُ الْحِسَابُ ﴿٤١﴾ وَلَا تَحْسَبَنَّ اللّٰهَ غَافِلًا عَمَّا يَعْمَلُ الظّٰلِمُونَ
إِنَّمَا يُؤَخِّرُهُمْ لِيَوْمٍ تَشْخَصُ فِيهِ الْأَبْصَارُ ﴿٤٢﴾ مُهْطِعِينَ مُقْنِعِي
رُءُوسِهِمْ لَا يَرْتَدُّ إِلَيْهِمْ طَرْفُهُمْ وَأَفْئِدَتُهُمْ هَوَآءٌ ﴿٤٣﴾ وَ
أَنْذِرِ النَّاسَ يَوْمَ يَأْتِيهِمُ الْعَذَابُ فَيَقُولُ الَّذِينَ ظَلَمُوا
رَبَّنَآ أَخِّرْنَآ إِلَىٰ أَجَلٍ قَرِيبٍ نُّجِبْ دَعْوَتَكَ وَنَتَّبِعِ الرُّسُلَ
أَوَلَمْ تَكُونُوٓا أَقْسَمْتُمْ مِّنْ قَبْلُ مَا لَكُمْ مِّنْ زَوَالٍ ﴿٤٤﴾

---

મારી દુઆ કબૂલ કર. હે પાલનહાર, મને અને મારા માતા-પિતાને અને તમામ ઈમાન લાવનારાઓને એ દિવસે માફ કરી દેજે જ્યારે હિસાબ કાયમ થશે.''[૫૩] (રુકૂઅ ૬)

હવે આ જુલમીઓ જે કંઈ કરી રહ્યાં છે, અલ્લાહને તમે તેનાથી બેખબર ન માનો. અલ્લાહ તો તેમને ટાળી રહ્યો છે એ દિવસ માટે કે જ્યારે હાલત આ હશે કે આંખો ફાટેલી રહી ગઈ છે, માથું ઊંચું રાખીને દોડતા જઈ રહ્યાં છે, નજરો ઉપર ચોંટેલી છે[૫૪] અને દિલ ઊડી રહ્યાં છે. હે મુહમ્મદ, એ દિવસથી તમે આમને ડરાવો કે જ્યારે આફત તેમને ઝડપી લેશે. એ વખતે આ જુલમીઓ કહેશે કે ''હે અમારા માલિક, અમને થોડીક મહેતલ વધારે આપી દે, અમે તારા સંદેશને સ્વીકારીશું અને પયગમ્બરોનું અનુસરણ કરીશું.'' (પરંતુ તેમને ચોખ્ખો જવાબ આપી દેવામાં આવશે કે) ''શું તમે એ જ લોકો નથી જે આની પહેલાં સોગંદો ખાઈ ખાઈને કહેતા હતાં કે અમારી ઉપર તો ક્યારેય પડતી આવવાની જ નથી?

---

(૫૧) એટલે કે, હે ખુદા, જે કંઈ હું મારા મોઢેથી કહી રહ્યો છું તે પણ તું સાંભળી રહ્યો છે અને જે કંઈ લાગણીઓ મારા હૃદયમાં છૂપાયેલી છે તેનાથી પણ તું વાકેફ છે.

(૫૨) આ વિષય આડવાક્ય છે જે અલ્લાહતઆલાએ હઝરત ઈબ્રાહીમ અ.સ.ના કથનના સમર્થનમાં કહ્યું છે.

(૫૩) હઝરત ઈબ્રાહીમ અ.સ.એ માફીની આ દુઆમાં તેમના પિતાને એ વાયદાના કારણે સામેલ કરી લીધા હતાં જે તેમણે દેશમાંથી નીકળતી વખતે કર્યો હતો કે سَاَسْتَغْفِرُ لَكَ رَبِّيْ (સૂરઃ મર્યમ, આયત ૪૭). પરંતુ

وَّ سَكَنْتُمْ فِىْ مَسٰكِنِ الَّذِيْنَ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ وَ تَبَيَّنَ لَكُمْ كَيْفَ
فَعَلْنَا بِهِمْ وَ ضَرَبْنَا لَكُمُ الْاَمْثَالَ ﴿٤٥﴾ وَ قَدْ مَكَرُوْا مَكْرَهُمْ وَ
عِنْدَ اللّٰهِ مَكْرُهُمْ ؕ وَ اِنْ كَانَ مَكْرُهُمْ لِتَزُوْلَ مِنْهُ الْجِبَالُ ﴿٤٦﴾
فَلَا تَحْسَبَنَّ اللّٰهَ مُخْلِفَ وَعْدِهٖ رُسُلَهٗ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ ذُو انْتِقَامٍ ﴿٤٧﴾ ؕ
يَوْمَ تُبَدَّلُ الْاَرْضُ غَيْرَ الْاَرْضِ وَ السَّمٰوٰتُ وَ بَرَزُوْا لِلّٰهِ الْوَاحِدِ

**જો કે તમે એ કોમોની વસ્તીઓમાં વસવાટ કરેલો હતો જેમણે પોતાની ઉપર પોતે જ જુલમ કર્યો હતો અને જોઈ ગયેલા હતાં કે અમે તેમની સાથે કેવો વ્યવહાર કર્યો અને તેમનાં ઉદાહરણો આપી આપીને અમે તમને સમજાવી પણ ગયા હતાં. તેમણે તેમની બધી જ ચાલો ચાલી જોઈ, પરંતુ તેમની દરેક ચાલનો તોડ અલ્લાહ પાસે હતો જો કે તેમની ચાલો એવી ગજબનાક હતી કે પર્વતો તેમનાંથી ખસી જાય.''[૫૫]**

**તો હે નબી, તમે કદાપિ આ અનુમાન ન કરો કે અલ્લાહ ક્યારેય તેના પયગમ્બરો સાથે કરેલા વાયદાઓની વિરુદ્ધ વર્તશે.[૫૬] અલ્લાહ જોરાવર છે અને બદલો લેનાર છે. ડરાવો આમને એ દિવસથી કે જ્યારે ધરતી અને આકાશોને બદલીને કંઈના કંઈ બનાવી દેવામાં આવશે[૫૭] અને બધાં જ એક અને જોરાવર અલ્લાહ સામે ઉઘાડાં થઈ**

પાછળથી જયારે તેમને લાગ્યું કે તે તો અલ્લાહનો દુશ્મન હતો તો તેમણે સ્પષ્ટપણે તેની સાથેના સંબંધનો ઈનકાર કરી દીધો. (સૂરઃ તૌબા આયત ૧૧૪)

(૫૪) એટલે કે કયામતનું જે ભયાનક દૃશ્ય તેમની સામે હશે તેને તેઓ એવી રીતે જોઈ રહ્યાં હશે કે જાણે તેમની આંખો પથ્થર થઈ ગઈ છે, ન તો મટકું મારશે, ન તો નજર હટશે.

(૫૫) એટલે કે તમે આ પણ જોઈ ગયેલા હતાં કે તમારી પુરોગામી કોમોએ ખુદાઈ કાનૂનનો ભંગ કરવાના પરિણામોથી બચવા માટે અને નબીઓના સંદેશને નિષ્ફળ બનાવવા માટે કેવી ભારે ચાલો ચાલી હતી, અને આ પણ જોઈ ગયેલા હતાં કે અલ્લાહની એક જ ચાલ વડે તેઓ કેવી રીતે પરાસ્ત થઈ ગયાં. તેમ છતાં, તમે સત્યની વિરૂદ્ધ ચાલબાજીઓ કરવાથી અટકયા નહીં અને એમ જ માનતા રહ્યાં કે તમારી ચાલો ચોક્કસ સફળ નીવડશે.

(૫૬) આ વાક્યમાં સંબોધનની દિશા બાહ્ય રીતે નબી સ.અ.વ.ની તરફ દેખાય છે પરંતુ હકીકતમાં આશય આપના વિરોધીઓને સંભળાવવાનો છે. તેમને જણાવવામાં આવી રહ્યું છે અલ્લાહે પહેલાં પણ તેના પયગમ્બર સાથે જે વાયદા કર્યા હતાં તે પૂરા કર્યા અને તેમના વિરોધીઓને પરાસ્ત કર્યા, અને અત્યારે પણ જે

الْقَهَّارِ ﴿٤٨﴾ وَتَرَى الْمُجْرِمِينَ يَوْمَئِذٍ مُّقَرَّنِينَ فِي الْأَصْفَادِ ﴿٤٩﴾
سَرَابِيلُهُم مِّن قَطِرَانٍ وَتَغْشَىٰ وُجُوهَهُمُ النَّارُ ﴿٥٠﴾ لِيَجْزِيَ
اللَّهُ كُلَّ نَفْسٍ مَّا كَسَبَتْ ۚ إِنَّ اللَّهَ سَرِيعُ الْحِسَابِ ﴿٥١﴾

**હાજર થઈ જશે. તે દિવસે તમે ગુનેગારોને જોશો કે સાંકળોમાં હાથપગ જકડાયેલાં હશે, ડામરના[૫૮] વસ્ત્રો પહેરેલાં હશે અને આગની જવાળાઓ તેમના ચહેરાઓ ઉપર છવાઈ રહી હશે. આ એટલા માટે થશે કે અલ્લાહ દરેક મનુષ્યને તેની કરણીનો બદલો આપશે. અલ્લાહને હિસાબ લેતાં જરા પણ વાર લાગતી નથી.**

વાયદો તેના પયગમ્બર, મુહમ્મદ સ.અ.વ., સાથે કરી રહ્યો છે તેને પૂરો કરશે અને એ લોકોનો બરબાદ કરી દેશે જે લોકો તેનો વિરોધ કરી રહ્યાં છે.

(૫૭) આ આયત ઉપરથી અને કુર્આનના બીજાં ઈશારાઓ ઉપરથી જણાય છે કે કયામતમાં ધરતી અને આકાશ સંપૂર્ણપણે નાશ નહીં પામે બલકે માત્ર પ્રવર્તમાન ભૌતિક નિયમોને વિખેરી નાખવામાં આવશે. તેના પછી પહેલા સૂર અને બીજા સૂરની વચ્ચે એક ખાસ સમયગાળામાં, કે જેને અલ્લાહ જ જાણે છે, ધરતી અને આકાશોની આજનું બંધારણ બદલી નાખવામાં આવશે અને એક બીજી ભૌતિક વ્યવસ્થા, બીજા જ પ્રાકૃતિક નિયમો સાથે ઊભી કરી દેવામાં આવશે. એ જ આખિરતની દુનિયા હશે. ત્યાર બાદ બીજો સૂર ફૂંકાતાં જ એ મનુષ્યો કે જે આદમ અ.સ.ના જન્મથી લઈને કયામત સુધી જન્મ્યા હતાં, તેમને પુનઃ જીવિત કરવામાં આવશે અને તેઓ અલ્લાહતઆલા સમક્ષ હાજર થશે. આનું જ નામ કુર્આનની ભાષામાં હશ્ર છે જેનો શાબ્દિક અર્થ સમેટવાનો અને એકત્ર કરવાનો છે. કુર્આનના ઈશારાઓ અને હદીસની સ્પષ્ટતાઓ ઉપરથી આ વાત પુરવાર થયેલી છે કે હશ્ર આ જ પૃથ્વી ઉપર કાયમ થશે, અહીં જ અદાલત ઊભી કરવામાં આવશે, અહીં જ તુલા સ્થાપવામાં આવશે અને જમીનના ઝઘડાંનો જમીન ઉપર જ નિકાલ કરી દેવામાં આવશે. બીજું, કુર્આન અને હદીસ ઉપરથી આ પણ સાબિત થયેલું છે કે આપણું એ બીજું જીવન કે જેમાં આવી ઘટનાઓ આપણી સામે ઘટશે, તે ફક્ત રૂહાની નહીં હોય બલકે બરાબર આવી જ રીતે શરીર અને પ્રાણની સાથે આપણને જીવતાં કરવામાં આવશે જેવી રીતે આજે જીવતાં છીએ, અને દરેક માણસ બરાબર એ જ વ્યકિતત્વ સાથે ત્યાં હાજર હશે જેની સાથે તે દુનિયામાંથી તે વિદાય થયો હતો.

(૫૮) કેટલાક અનુવાદકો અને તફસીરકર્તાઓએ قَطِران શબ્દનો અર્થ ગંધક અને કેટલાકે ઓગાળેલું ત્રાંબુ વર્ણવ્યો છે પરંતુ હકીકતમાં અરબી ભાષામાં قَطِران નો શબ્દ વૃક્ષમાંથી નીકળતા ચીકણાં પ્રવાહી પદાર્થ અને ડામર માટે વાપરવામાં આવે છે.






هٰذَا بَلٰغٌ لِّلنَّاسِ وَ لِيُنْذَرُوْا بِهٖ وَ لِيَعْلَمُوْٓا اَنَّمَا هُوَ اِلٰهٌ
وَّاحِدٌ وَّ لِيَذَّكَّرَ اُولُوا الْاَلْبَابِ ۟۠ ﴿۵۲﴾

આ એક સંદેશ છે તમામ મનુષ્યો માટે, અને એટલા માટે આ મોકલવામાં આવ્યો છે કે તેમને આના દ્વારા ચેતવી દેવામાં આવે અને તેઓ જાણી લે કે વાસ્તવમાં ખુદા બસ એક જ છે અને જે લોકો બુદ્ધિશાળી છે તેઓ ભાનમાં આવી જાય. (રુકૂઅ ૭)

